

# વલ્લભ પદમાળા.

કર્ત્તા પરબ્રહ્મનિષ્ટ,

**વ્યાસજી વલ્લભરામ સુર્યરામ.**

ઠે. રાયપુર, પખાલીની પોળ–મુ. અમદાવાદ.

છપાવનાર મોક્ષમારગી,

ઉત્તમરામ ભાણાભાઈ. ઠે. બજારગેટ–નવસારી.

ભીખાભાઇ જીવણદાસ. ઠે. કતોપર મોટી છીંપવાડ-ભરૂચ.

છોટાલાલ નારણદાસ. ઠે. કતોપર–મુ. ભરૂચ.

રણછોડદાસ ગોવીંદભાઈ. મુ.–લાખણપોર.

વાયાવેસ્મા, પોષ્ટ પુણી.



આવૃત્તિ ૩ જી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૭. સને ૧૯૨૧.

કિંમત ૧૪ આના.



# વલ્લભ પદમાળા.

કર્ત્તા પરબ્રહ્મનિષ્ટ,


**વ્યાસજી વલ્લભરામ સુર્યરામ.**

ઠે. રાયપુર, પખાલીની પોળ—મુ. અમદાવાદ.


છપાવનાર મોક્ષમારગી,

ઉત્તમરામ ભાણાભાઈ. ઠે. બજારગેટ—નવસારી.

ભીખાભાઇ જીવણદાસ. ઠે. કતોપર મોટી છીંપવાડ—ભરૂચ.

છોટાલાલ નારણદાસ. ઠે. કતોપર—મુ. ભરૂચ.

રણછોડદાસ ગોવીંદભાઈ. મુ. લાખણપોર.

વાયાવેસ્મા, પોષ્ટ પુણી.




આવૃત્તિ ૩ જી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૭. સને ૧૯૨૧.

કિંમત ૧૪ આના.

# અનુક્રમણિકા.

રાગ ઉછંગનો.



રાગ વીહાળ.



જેરામ જેરામ જેજે રામ–એ રાગ.



વલ્લભ વિઠ્ઠલસીજી–એ રાગ.



સ્તુતીનો રાગ.

# મહારાજશ્રીનાં રચેલાં જ્ઞાનમય

## પુસ્તકોનું લીષ્ટ.

---

| | |
|---|---|
| ૧. ભાવાર્થપ્રકાશ. | રૂ. ૧। |
| ૨. વિજ્ઞાનવલ્લભ. | રૂ. ૦॥ |
| ૩. મોક્ષમારગી ગીતા | રૂ. ૦॥= |
| ૪. શંકાસમાધાન. | રૂ. ૦॥- |
| ૫. ન્યાયવલ્લભ. | રૂ. ૦।- |
| ૬. વલ્લભપદમાળા. | રૂ. ૦॥।= |
| ૭. વચનવલ્લભ. | રૂ. ૦॥।- |
| ૮. બ્રહ્મવાદખંડન. | રૂ ૦)- |
| ૯. બ્રાહ્મણ શુદ્રનો સંવાદ. | રૂ. ૦)= |
| ૧૦. શીવલીંડશંકા. | રૂ. ૦)- |
| ૧૧. શીવ શંકાનું સમાધાન. | રૂ. ૦)= |
| ૧૨. ધર્મચાનક. | રૂ. ૦)- |
| ૧૩. જ્ઞાન ગોષ્ટી. | રૂ. ૦)- |
| ૧૪. ત્યાગતારણ. | રૂ. ૦)- |
| ૧૫. વયવિચાર. | રૂ. ૦)- |
| ૧૬. પ્રણવપટ (શેવાનો) | રૂ. ૦)- |
| ૧૭. પ્રણવપટ (જાણવાનો) | રૂ. ૦)- |
| ૧૮. પ્રણવપટ (જોવાનો) | રૂ. ૦)-॥ |
| ૧૯. વલ્લભવિષ્ટી | રૂ. ૦।- |
| ૨૦. વલ્લભનિતી બીજી | રૂ. ૦। |
| ૨૧. વાણીવલ્લભ | રૂ. ૦।- |
| ૨૨. નવરાત્રીના ગરબા | રૂ. ૦)- |
| ૨૩. ત્યાગીના પત્રો. | રૂ. ૦)૦॥ |

મળવાનું ઠેકાણું:—

**વ્યાસજી વલ્લભરામ સુર્યરામ.**

ઠે. રાયપુર, પખાલીની પોળ—મુ. અમદાવાદ.



# વલ્લભ પદમાળા.

## પદ ૧ લું.

નાટકની સ્તુતિનો રાગ.

માગું સદા હું તારૂં ધ્યાન, ઓ પ્રભુજી, માગું સદા હું તારૂં ધ્યાન; ટેક.
કુમતી કાપોને, સુમતી આપો રે, ઘટમાં પ્રકાસો સુભ જ્ઞાન. ઓ. ૧
મોહ ઘરબારનો, ટાળો સંસારનો રે; આપો ભક્તિ રસપાન. ઓ. ૨
પડયો જંજાળમાં, આકળી કાળમાંરે; ભુલી ગયો ભગવાન. ઓ. ૩
સગાના સાથમાંને, વ્હેવારી વાતમાંરે; ભમતાં ખોયું સુળભાન. ઓ. ૪
ખુબ ખત્તા ખાઉં, પુઠે પસ્તાઉરે; પણ નથી વળતી જરાસાન. ઓ. ૫
માત તાત ભ્રાત ભારજા, આઉકાર દેછે રે; તેમ તેમ વ્યાપે છે તાન. ઓ. ૬
છોડવો તે તાનથી, રાખો સુભસાનથીરે; અંતે ન થાઉં હેરાન. ઓ. ૭
અવિદ્યાથી કહાડી, જ્ઞાન પમાડીરે; લ્યો આપ સર્વે મ્હેરબાન. ઓ. ૮
વ્યાસ દાસને મળી, અઢળક ઢળીનેરે; અચળ દો જીવતદાન. ઓ. ૯

## પદ ૨ જું.

તમે છો સાચા માબાપ, ઓ પ્રભુજી; તમે છો સાચા માબાપ. ટેક.
જુઠી છે માયાને, જુઠાં છે જાયાંરે; જુઠા સંસારના સંતાપ. ઓ. ૧
મ્હો મદે ચડીયાને, રંગે રડવડીયારે; તે જન્મ મરણના ઉતાપ. ઓ. ૨
વૈભોગ વ્યાધી તે, અતી ઉપાધીરે; કરી કર્યા કોટી પાપ. ઓ. ૩
ભટકાયા ભોગમાંને, રખડયા રંગરોગમાંરે; જંપી જપ્યા નહિ જાપ. ઓ. ૪
જવાનિના જોરમાંને, તરછટ તોરમાંરે; ભજતાં ખાધી ભુલ થાપ. ઓ. ૫
વ્યાસ વલ્લભ વદે, પાતક ટાળીનેરે; શરણે લ્યો સેવકને આપ. ઓ. ૬

## પદ ૩ જું.

લ્યો હું સેવકની સંભાળ, ઓ કૃપાનીધી; લ્યો હું સેવકની સંભાળ. ટેક.
પરમાનંદ પ્રભુ, વિશ્વના સ્વામીરે; દીનના તારણ છો દયાળ. ઓ. ૧
આપથી અળગો, થઇ પડયો છુંરે; વીંટે વળ્યો છે જંજાળ. ઓ. ૨
ન ધ્યાન ધરતોને, પેટજ ભરતોરે; ઘરમાં ઘુંચાયો ગોપાળ. ઓ. ૩

હમતા મમતા મારી, ન છુટે નાથજીરે; તો પણ તમારો બાળ. ઓ. ૪
માયા ન મુકે કેડો, નાવે નવેડોરે; છેડો ન પામુ વીસાળ. ઓ. ૫
મ્હો લોભ કામ ક્રોધ, વ્હાલા થૈ વળગ્યારે; પણ તે વ્હેરી વીક્રાળ. ઓ. ૬
તે થકી છોડવોને, સત્ય ચીત જોડવોરે; હું રે પાંમરના પ્રતીપાળ. ઓ. ૭
ઘો જ્ઞાન ગુણની, વીદ્યા વીવેકનીરે; બેઠો છું તમારી નીશાળ. ઓ. ૮
વ્યાસ વલ્લભ વદે, શરણે લ્યો શ્યામજીરે; કુટાઈ મુઓ બહુ કાળ. ઓ. ૯

પદ ૪ થું.

લાગીએ પ્રેમ થકી પાય, ઓ પ્રભુજી; લાગીએ પ્રેમ થકી પાય. ટેક.
મનુષ્ય વર્ગનો, આ દેહ દીધોરે; તે બદલો ના વળાય. ઓ. ૧
ગોબરા ગર્ભથી, તમે ઉગાર્યારે; તે પાડ કેમ ભુલાય. ઓ. ૨
વીધ વીધ વીવેકે, વૈભોગ આપ્યારે; તે કેમ વીસરજન થાય. ઓ. ૩
ક્ષુધા પીપાષા સૌની, પુરી પાડોછોરે; તે ગુણ ગાયા ન ગવાય. ઓ. ૪
ભક્તના તારણ, દુષ્ટ સંહારણરે; છો જગદાતા જગરાય. ઓ. ૫
કીટ કુંજરને પણ, તમે પોસોછોરે; કરતા સુમારગીને સ્હાય. ઓ. ૬
તમે છો માતને, તમે છો પીતારે; તમોને અરપી છે કાય. ઓ. ૭
વિશ્વપતિ અતિ, મતી દયો સારીરે; માગીએ શુભ સેવાય. ઓ. ૮
જમ કીંકરનો, ભય ભાગો નાથજીરે; લક્ષ ચોરાસી વહી જાય. ઓ. ૯
શુભ સેવકને, શરણે લ્યો શ્યામજીરે; વ્યાસ વલ્લભ ગુણ ગાય. ઓ.૧૦

પદ ૫ મું.

દયા કરોને દાતાર, ઓ પ્રભુજી; દયા કરોને દાતાર. ટેક.
ઓ અવીનાશી, અલકવાશીરે; જકત પ્રકાશી ઓમકાર. ઓ. ૧
સર્વે સાખાના, મુળ રૂપ સ્વામીરે; સત્ય સંગી પ્રાણ ધાર. ઓ. ૨
નિરાકાર રૂપ પ્રભુ, આકર રૂપેરે; ગાઈ કરૂં નમસ્કાર. ઓ. ૩
અખંડાનંદી, નરહરી ન્યારારે; મુમુક્ષુ મોક્ષ કરનાર. ઓ. ૪
દ્રષ્ટા સરવના, સ્થીત સ્થાનકથીરે; સુદ્ધ સ્વરૂપે તદાકાર. ઓ. ૫
સૌ સુભ સેવકો, સદા સ્મરીનેરે; પાડીએ પ્રેમે પોકાર. ઓ. ૬
તમે નહીં સાંભળો તો, કોણ સાંભળશેરે; અરજ કંગાલની અપાર. ઓ. ૭
સંસારનું ફળ, ના માગુ નાથજીરે; મુક્તી માગું મોરાર. ઓ. ૮
લક્ષ ચોરાસીનો, ફેરો મટાડોરે; હવે ન પામુ અવતાર. ઓ. ૯
અમે અજ્ઞાની જીવ, મુંઢમતીનારે; ગુણ ગૈએ વણ વિચાર. ઓ. ૧૦
ભાગ્ય ભળેને, મોક્ષ મળેરે; ટળે ઉપાધી હજાર; ઓ. ૧૧
એવી આશાથી, આ પંથ સાહ્યોરે; કરૂણા કારક કિરતાર. ઓ. ૧૨
મોક્ષ પદનું મુળ, આદ્ય હરિછોરે; તે જાણ્યું વેદ આધાર. ઓ. ૧૩

જેમ સમુદ્ર જળ, વરસે શ્રષ્ટિમાંરે; પાછું તેમાં સમે સાર. ઓ. ૧૪
તે તુલ્ય મારો, સમાસ કરજોરે; વ્હાલેશ્વરી વિશ્વાધાર. ઓ. ૧૫
હીનતાથી વ્યાસ, વલ્લભ કહેછેરે; વીનવીને વારમવાર. ઓ. ૧૬

## પદ ૧ લું.

### નાટકની ગજલનો રાગ.

પડયો લ્યા પડયો સંદે, મન મુજમાં, પુછું ફેર શો શ્વાનને તુજમાં. ૧
જોલ્યા જેવી ક્ષુધા, પીપાશા તને; તેવી છે ક્ષુધા પીપાશા શ્વાનને. ૨
નીદ્રા ભય સુસ્તી, ક્રીડા જેટલી; રહી શ્વાનમાં, તુજમાં તેટલી. ૩
નથી ફેર કાંઈ તુને શ્વાનમાં; બરોબર વહેવાર ના જ્ઞાનમાં. ૪
તેથી શ્વાન સરખો ગણું તુજને; હોય ફેર તે તું, કહે મુજને. ૫
સ્વાલ—અલ્યા સુણ બોધી, કહું છું તને; ઘણો ફેર નહીં એ પુછ મને. ૬
જવાબ—વિના પુછ તેથી, શો ફેર રહ્યો; નહીં પુછ તેટલો, ઓછો થયો. ૭
સ્વાલ—જુઓ શ્વાનથી, સર્વ કહું છું ખરૂં; રળી ખાવાને, સર્વ ઠામે ફરૂં. ૮
જવાબ—અલ્યા તેમાં તે તું, શું જાદે કરે; તુથી શ્વાનતે, બહુ ઠામે ફરે. ૯
સ્વાલ—મજુરી કરી હું, બાંધુ ધામને, છૈયાં છોકરાં રાખવા કામને. ૧૦
જવાબ—બાંધેધાંમ તેથી, શું ગર્વ ધરે, બચ્ચાં રાખવા, શ્વાન ઓડયો કરે. ૧૧
સ્વાલ—સુણો શ્વાનથી ફેર તે ઓચરૂં, રળી લાવીને દ્રવ્ય સંગ્રે કરૂં. ૧૨
જવાબ—કરેતું તેવું છે, એના કુળમાં, જોજે શ્વાન લાવી, ઢાંકે ધુળમાં. ૧૩
સ્વાલ—જુવો ફેર છે વાત, તે ભાળવું, રાખી ચિત્ત ઘર, છોકરાં જાળવું. ૧૪
જવાબ—તેવું શ્વાન, જાળવવાને વસે, આવે શ્વાન બીજું, તો વઢવા ધસે. ૧૫
સ્વાલ—અહો મહારાજા, હું થાકયો સણી, નથી સ્વાલ રહું ચુપ, માંથુ ખણી. ૧૬
જવાબ—કયારે ફેર ભાવે, ભજે તું હરી, કરે પુન્ય તો, મનુષ્યા દે ખરી. ૧૭
હોયે જ્ઞાન બ્રહ્મનું અનુભવી, ત્યારે તુજને માંનીએ માન્યવી. ૧૮
હોયે ધ્યાન દાનને, જ્ઞાન અતી, વદે વ્યાસ તે વણ, ફેર નથી. ૧૯

## પદ ૨ જું.

રટોજી રટોજી, રટો રામને, ઢાંકી ઘર ધંધો, ગ્રહો નામને;
થવાનો વ્હાલો તું તેથી શામને, માયા મોહ મીથ્યા મુકો કામને. ૧
સવાલ—મુકુ કાંમને રામ, નામે રમુ, કરૂં ભક્તીને, ભજનોમાં ભમું;
સમાગમ સારૂં સહુને નમું, માગે પેટ તે કયાંથી લાવી જમું. ૨
જવાબ—અલ્યા જમવા દુખડું તેં ધર્યું, જાણ્યા વણ એ વાકય, શું નીસર્યું;
થયો ત્યારે કાર્ય કીધું તેં કર્યું, કર્યા વણ પય પ્રભુએ ભર્યું. ૩
સવાલ—કહું પ્રતીવાદી, કહ્યું તે ખરૂં, ખાવા મળશે કામ મેલું પરૂં;

પડે તાપ ટાઢયો તેનાથી મરૂં, વીના વસ્ત્ર માટે હું કામો કરૂં. ૪
જવાબ—વદુ વાદી વાદીથી કામો કળ્યાં, ઘર્યો જન્મ તેવાં કહો કયાં રળ્યાં,
મીથ્યા મ્હો માયામાં મારાપો ગળ્યાં, હોઢાડયાં બાળોતીયાં વસ્ત્રો મળ્યાં. ૫
સવાલ—કદી કાળ કાયા બને કાયલી, હોયે દ્રવ્ય તો થાય સેવા ભલી;
પડું મંચકે તે પીડા કેટલી, રહે સોસના કામની એટલી. ૬
જવાબ—કરે સોસનાતું સેવાની ખરી, વીના દ્રવ્ય માચે જે પ્હેલી કરી;
તેવાં મેળવે કરનારાં હરી, ખુટી દોરી તો કોણ કરે પરી. ૭
સવાલ—વીના દ્રવ્ય સેવા થશે તે ખરૂ, ભરાયે સુસ્તી ડગ કયાંથી ભરૂં;
સગા સાથ વ્હાલાં વીના શું કરૂં, ન પાયેકો પાણી તે વામા વરૂં. ૮
જવાબ—જારે જા ભુંડા શું ભુલી જાય છે, સુકા કાષ્ટમાં જીવ જો થાય છે;
તેને કોણ લાવી પાણી પાય છે, તેવું પાશે તું શીદ સોસાય છે. ૯
સુણી સ્વાલી બેઠો તે માંથુ ખણી, અતી જ્ઞાનીએ નીરવતી ભણી;
રહે રીદ્ધી સીદ્ધી ગોવીંદે ઘણી, દીધા દાંત દે ચાવણું તે ધણી. ૧૦
મળે અંન વસ્ત્રો સહુ જીવને, પશુ પક્ષી ઉદ્યમ શો તે કને;
નથી સાંચતાને મળે સર્વને, કહે તું મનુષ્યને શુ ન બને. ૧૧
રચ્યુ મળ્યું રહે ઠામે ઠામનું, ત્યારે તું રળેછે તે શા કામનું;
વદે વ્યાસ નાણું, રળો રામનું, તેથી સુખ મોક્ષ મળે ધામનું. ૧૨

## પદ ૩ જું.

ભજોજી ભજો જી ભજોશ્રી હરી, નહી આવે આ સુનપાદે ફરી;
જવાનો માયા મોહમાં તું મરી, માટે જોઇને ડગલાં દે ડરી. ૧
કહી મ્હારૂં મ્હારૂ મરે છે મથી, સગું સાથ, પ્રભુ વિના કો નથી;
જવાંની જો જોતાંમાં રહેશે જતી, ચેતીને પ્હેલેથી, કરીલે ગતી. ૨
રતી મતી નથી હરી નામની, ધરી શુભ કાયા તે શા કામની;
લલુતા થઈ છે અતી દામની, ભુંડા ભોળવે છે તુને ભાંમની. ૩
ખરો નર ન, ભોળવાયે કદિ, માયા માનનીને રહે શું બદી;
નરી નીર નર્ક તણી એ નદી, શ્રૃતિ સ્મૃતિ વળી વેદે વદી. ૪
દીસે છે ઉઘાડું જુઓ દહ્નમાં, સુણે શીખ શુદ્ધી ભલે પહ્નમાં;
પડયો છે ઘુંટાવા ખોટા ખહ્નમાં, ન દીસે રહ્યું તે જો તહ્નમાં. ૫
દીધી દેહ તેનીશું ચોરી કરે, ભર્યુ પય પેહે જો વીશ્વંભરે;
ગણી ગુણને ઘડી ધ્યાન ધરે, વદે વ્યાસ વહ્ન । તો તું તરે. ૬

## પદ ૪ થું.

ભજોજી ભજોજી ભજો બ્રહ્મને, કરી છે કરૂણા ઘણી તમને;
રચી રચના તે તારા દમને, માનો પાડ પ્રભુ તણા શ્રમને. ૧

કર્યો દુર લક્ષ ચોરાશી થકી, દીધો મુનષા દેહ છેલ્લો નકી;
રહે રીતી નીતીથી તુ તો ટકી, રખે છત છોરામાં, જાતો છકી. ૨
રળ્યો કોણ જેણે રળી વાવર્યું, ખોયું કોણ જેણે ભંડારે ભર્યું;
જીવ્યો કોણ જે ધણી ધ્યાન ધર્યું, મુઓ કોણ માયામાં ચીત હર્યું. ૩
જમ્યો કોણ પોષ્યા હરી ભકતને, રહી ભુખ વ્હેવારી આશક્તને;
ભમ્યો કોણ મ્હોચો જુઠા જગતને, બેઠો કોણ અલ્યું હરી તખ્તને. ૪
સુતો કોણ નીરા વતી જેહ છે, ઉભો કોણ પરા વતી તેહ છે;
નીચો કોણ કર્મ નીચાં એહ છે, જાંણ્યો જે હરી તે ઊંચો દેહ છે. ૫
જુઠો કોણ જે જુઠી જાળે પડયો, સાચો કોણ જે સત્ય પંથે ચડયો;
અરી કોણ ભક્ત જનોને નડયો, કહો દેવ પરદુઃખ લેવા અડયો. ૬
તર્યો કોણ તાર્યો જે તમામને, ડુબ્યો કોણ લબ્ધ થયો કામને;
જીત્યો જે જાણ્યુ મુળના ધામને, હાર્યો જે ગ્રહે માયાના ઠામને. ૭
રહ્યો વાંઝીયો વીશ્વે જાણ્યો નહીં, વધ્યો વૈંશ જે ગુણ ગાએ મહી;
ચતુરાઇ ચેતો આ જે જે કહી, વદે વ્યાસ વલ્લભ જ્ઞાને ગ્રહી. ૮

---

## પદ ૧ લું.

### ગીરધારીરે વાત કહું છું વિચારો. એ રાગ.

ઓ જીવડારે, કરણી તે તારી બગાડી, શીદ માયામાં માયા લગાડી. ટેક.
દેખી વિશ્વનેરે, થયો વ્હેવારમાં અગાડી, કામ ક્રોધ લોભમાં મનમાંડી;

ઝુલ.

મોહ વધાર્યો દાડી દાડીરે, કરી જડ જેવો મત જાડીરે;
તેથી વેઠીશરે, નરક ખાણુની ખાડી, શીદ માયામાં. ૧
તું જોનેરે, કયાં જનમ્યો તો પછાડી, આંહી બીજી કરી તેં માડી;
તે માડીરે, મુકીને આવ્યો અનાડી, તેવી આમાં નાંખીશ કાહાડી,

ઝુલ.

તેમ જવાનો સઘળું છાંડીરે, માહારૂં માહારૂં કરે છે ગતી ગાંડીરે;
જેશ છોડીનેરે, વીત વનીતા વસ્તિ વાડી, સીદ માયામાં. ૨
તુ જાણુછેરે, મુકી જાશું પીંડ પાડી, તેમ છતાં તે પ્રીત બગાડી;
તે પ્રીતથીરે, કીધી ચુગલી ચાડી, અલ્પ સુખથી નજર થઇ આડી,

ઝુલ.

આડી નજરે, શું વૃત્તી નશાડીરે, પાછો સમજી માયા દે ઉઠાડીરે;
વદે વલ્લભરે, જો તારી આંખ્યો ઉઘાડી, સીદ માયામાં. ૩

### પદ ૨ જું.

ઓ મનવારે, માન્ય કહ્યું એક મ્હારૂં, કેમ ચીત ચમકે છે તારૂં. ટેક.
પડે લપટાઇરે, સમજીને સુખ સારૂ, પણ જાણજે પુરણ નઠારૂં;
ઝુલ.
ઘણી વેળા દેઇ શીખ થાકયોરે; પણ પાપી પાંખડી ન પાકયોરે,
તારૂં કાળજુંરે, થયું કુટીલ કાળછારૂં. કેમ ચીત. ૧
તું તો ઘડીમાંરે, ડહાપણ વીવેક વધારૂં, પાછુ પાંચ પળમાં અંધારૂ;
ખરી વાતમાંરે, લાગે તને ખાટુ ખારૂં, ઘણું બળગ્યુ લલુતાનું લ્હારૂં,
ઝુલ.
તે તો છુટસે નહીં કોઈ વેળારે, ત્યારે કયારે થશું બ્રહ્મ ભેળારે;
ભેળા થાવારે, જો તુ તેને ન સંભારૂ. કેમ ચીત. ૨
આતો લક્ષમીરે, સીદ તું તારી ધારૂં, પીંડ પોતાનો કેમ વિચારૂ;
જાણી આપનુંરે, જીવ રાખે મહિ જયારૂ, પણ આ પદ તુથી ન્યારૂં;
ઝુલ.
માટે જેનું છે તેને દે અરપીરે, શાને પરનો માલીક થયો કયરપીરે;
જ્ઞાની કેહેશેરે, હૈયુ અઘોર હત્યારૂં. કેમ ચીત. ૩
જેનો આધારરે, તેને તું શીદ વિસારૂ, ગુણ ચોર ન રહે નાઠા બ્હારૂ;
હવે સમજી જારે, કેટલી વાર પોકારૂં, કેવું વગાડું ઢોલે નગારૂ,
ઝુલ.
સ્થીતી પામીને થા એક ચીતેરે, તને ભમવાની ટેવ પડી નીત્યેરે;
વદે વલ્લભરે, વારી વારી ને શું વારૂં. કેમ ચીત. ૪

### પદ ૩ જું.

પાપી પ્રાણીરે, ગાજીને ગા ગીરધારી, ટળે લક્ષ ચોરાશી ત્હારી. ટેક.
ગાયા વિનારે, સદા રહીશ વિકારી, તને જમડા નાંખશે મારી,
ઝુલ.
તું તો વૈભોગમાં ભમ્યો ભારીરે, તને પર પ્રેમદા લાગી પ્યારીરે;
મુકી દેનેરે, કુટેવ કુડી નઠારી. ટળે લક્ષ. ૧
દેજે ઠગલાંરે, દુનિયામાં જોઇ વિચારી, તારો જન્મ તું નાંખ્ય સુધારી;
આતો માયારે, મોહ ભરેલ વિકારી, તારી ચરબી નાંખશે ઉતારી,
ઝુલ.
તેથી લપટાતો નહીં સુખ ધારીરે, સુખ ધાર્યે થશે દુઃખ ભારીરે;
માટે સમજીરે, છાંડય વામા વ્યભીચારી. ટળે લક્ષ. ૨
નારી જેવીરે, લક્ષ્મી લલચાવનારી, તેમાં જીવ ના રાખીશ જારી;
તેતો શીખવેરે, કઠોર કરમ કુટારી, પછી નહિ રહે નાઠા બારી,

ઝુલ.

માટે માન્યની માયા તજી સારીરે, મન મુકીને ગા મોરારીરે;
વ્યાસ વલ્લભરે, કહે છે બોલી ખુંખારી. ટળે લક્ષ. ૩

પદ ૪ થું.

ગાંડા જીવડારે, લેતુ ગોવીંદ ગુણ ગાઇ, ખરે ખરી કરી લે કમાઇ. ટેક.
એ કમાણીરે, સાથે આવશે ભાઇ, બીજી રહેશે આંહીની હાંઇ;

ઝુલ.

આતો મ્હો માયા સ્વપ્નાની છાંઇરે, જાગે ત્યારે ન મળે સુખ કાંઇરે;
એવા જાણજેરે, સંસાર સુખની સગાઇ. ખરેખરી. ૧
સગો શ્રી હરીરે, મીથ્યા છે ભગનીને ભાઈ, માત તાત ભાણેજ ભોજાઇ;
છૈયાં છોકરરે, જુવંતીને જમાઇ, મામા માસીને વડીઆઇ,

ઝુલ.

સહુ સ્વારથી મરદને બાઇરે, કહે મ્હારો વ્હાલો તે ઠગાઇરે;
રળે ખપેરે, ત્યાં સુધી કરે વડાઈ. ખરેખરી. ૨
વણ ઉધ્યમેરે, વ્હાલાં વધારે નરસાઈ, દ્રવ્ય વીના ન કરે સરસાઈ;
અનુભવથીરે, સહુ જાશે પરખાઇ, જરા જાતો નહીં હરખાઇ,

ઝુલ.

ભુંડા ભવમાં શું મરે ભટકાઇરે, શાંને લંપટ રહે લપટાઇરે;
તહારી મુકી દેરે, લફંગા લુંડ લુચ્ચાઈ. ખરેખરી. ૩
રાખી ઠગપણુંરે, મોઢેથી પીરસસે મીઠાઇ, કુટ થયો માયામાં કુટાઇ,
પણ જમડારે, સોસશે શીર કેસ સાઇ, ત્યારે વ્હાલાં જશે વીખરાઈ.

ઝુલ.

જૈશ ખાસડાં ખોટના ખાઇરે, નહિ ચાલે જમપુરમાં જુક્તાઇરે,
ત્યારે મરીશરે, મનમાં મહા પસ્તાઈ. ખરેખરી. ૪
તારી કુકતીરે, જોઇ દે શીક્ષા સવાઇ, નાંખે લક્ષ ચોરાશી માંઈ,
તેથી જાદેરે, કર્મ કર્યાં કસાઇ, ઘણાં પ્રાણીને નાખ્યાં ફસાઇ.

ઝુલ.

કરી હરી જનપર અદેખાઇરે, પાપી પુન્યમાં આડી જીભ વ્હાઇરે,
નીંદા મુકીનેરે, ભલાની કીધી ભવાઇ. ખરેખરી. ૫
ઘણે ઢોંગેરે, જગત ધુત્યું ધાઇ; જનેતાની કુખ કવાઇ;
તારે જનમ્યેરે, માડી તારી વગોવાઇ; કેઇ રંડાએ રાબડી પાઇ;

ઝુલ.

મેલી અધર્મ કરી ન નવાઇરે; પડયો માયાના ઘાવમાં ઘવાઇ,
તેં તો અન્યનીરે, ભમાવી નાંખી ભક્તાઇ. ખરેખરી. ૬

વીત વેપારરે, કરતાં કરી ચતુરાઇ, થયો ધરમ ધ્યાને અન્યાઇ;
માળા ઝાલતાંરે, સુઢ સુવો તું સરમાઇ; જતા દરશન કાયા કરમાઇરે.

ઝુલ.

ધારી સર્વે ધરમમાં ધુતાઇરે; તારી સુધ બુધ ભુંડી ભરમાઇરે,
રહ્યો કઠીણુરે, કદી ન આવી નરમાઈ. ખરેખરી. ૭
થોડું તે ઘણુંરે, માનીને મેલ મુરખાઇ, જેશ પાપને ડુંગરે દબાઇ,
આટલા દનરે, ભુલ્યો તો ચીંતા નાઈ, ધ્યાંન ધરે જશે ધોવાઈ.

ઝુલ.

પડે જાુઠું તો હરીની દવાઇરે, વદે વલ્લભ શુભ સુખ લ્હાઇરે;
સ્વાદ ચાખી જોરે, એક વેળા તું ધરાઇ. ખરેખરી. ૮

---

## પદ ૧ લું

નંદના કુંવર નાનકડા તું—એ રાગ.

ભવ ભુંડામાં ભટકવું મેલી, ભાવે ભજો ભાઇ રામ. ટેક.
જંજાળમાં જીવ જાદે તું ઝુલ્યો, કીધું કોટી હીન કામ. હવેથી ભાવે. ૧
તસ્બીર તારી તું તો જાણજે, રહેશે આમને આમ;
પણ તારો ટેક તોરો તું રાખે તે, તુટી જશેરે તમામ. હવેથી. ૨
રળીને નાંખવા નાણું ન્હોતુ તે, લીધું નારાયણ નામ,
પેટ પાપી માગે પ્રદેશ પોહોંચ્યો, ઘુમ્યો ગુમાર તું ગામ. હવેથી. ૩
તજો નીંદા નર નારીને નાતની, ન રાખો હેંણી હામ,
આ શીખ અત્યારે હૈયે ન આવે, હરામખોર હજામ. હવેથી. ૪
ભયથી ભગવત ભકતી ન ભુલે, તો પણ વૈકુંઠ ઠામ;
સંસાર સ્વારથનો સગો થાય તો, દેશે ડાહ્યા તને ડાંમ. હવેથી. ૫
રંગમાં રમવા રેહેવા રળીને, બંધાવ્યા ધોરી ધામ;
છોકરાં છોકરીની છતે છાકયો, ઘર ગોરીના ગુલામ, હવેથી. ૬
જીવ જીભેથી જગદીશ જપો, તેમાં શા દુલે દામ;
વલ્લભ વારીને વિનંતિ કરે, સ્મરો સુંદિર શામ. હવેથી. ૭

## પદ ૨ જું.

સમજ જીવ થા શાંણો સંતોશી, સમરી લે શ્રી હરી. ટેક.
વ્હેપારને વનીતા વીત વહાલું, કુંડે પડયો તે કરી. હવેથી સમરો. ૧
પરાયા પ્રાણને પીડતો પોતે, એવો તું ઉઠયો અરી;
જર જોરને જોડની ટેકરી તે, ગરરર જાશે ગરી. હવેથી. ૨
અતી આત્માથી ઉત્પાત કીધો, વાકય વાંકાં ઓચરી;
પાકું પ્રમાણીકપણું બતાવી, છેતરી દેતો છરી. હવેથી. ૩

પોશાક પેરવાના પ્યારા લાગે, જુગતે જણુસ જરી;
ઠાલો ઠોઠ તું ઠોકાઇ મુઓ, ઠામ ન બેઠો ઠરી. હવેથી. ૪
જીભની જુકતાઇ જીવને જોબન, ઝરરર જાસે ઝરી;
કાયદો કપરો ક્રષ્ણનો માટે, દે ડગલાં તું ડરી. હવેથી. ૫
નર હરી નાણ્યા નહીં નાદાર, તે નબળાઇ નરી;
પ્રપંચ પોટલા પેટથી બાંધ્યા, કર પાપ પ્રીત પરી. હવેથી. ૬
મ્હારૂં મ્હારૂં કરી મુરખ મરેષ, ભંડાર ભાર ભરી;
તામસ ટીશી ટણી ટેક તોફાન, ઝટ્ટ જશે નીસરી. હવેથી. ૭
લટકચો લ્હાવો લેવાની લાલચે, મંદ મતી નુધરી;
ત્રીકમ સાથે તું તાળી રાખે તો, જઇશ જીવ તરી; હવેથી. ૮
ફોગટ ફાંફાના ફંદનો ફેરો, જો તું ફસાતો ફરી;
ધોવાઇ ધોળો થઇ પ્રડ ધામે, ધાતુ ધ્યાન ધરી. હવેથી. ૯
કહ્યું માને નહિ મંદમતિ મુઢ, માયામાં મથે મરી;
વૈકુંઠ વાશી વાત વલ્લભની, ખર ન ગણે ખરી. હવેથી. ૧૦

## પદ ૩ જું.

સાંભળે શીખેને સંગ કરે પણ, નાવે મુરખને જ્ઞાન. ટેક.
ઘોડલામાં ગરધવ બાંધે ખર, ન થાય અશ્વસમાન. કદી કાળ નાવે. ૧
ખાઠ ખોદી ધુળ ઢાંકી દેતો પણ, વાંકડા પુછનું શ્વાન;
કોટીક ઔખધી કર્યા કરે તોહે, ન સુધરે વ્રધવાન. કદી કાળ. ૨
ભાગી ભુકો કરી ભીંજાવે જળમાં, નવ્ય ભીંજે પાષાણ;
પુરી દે પાંજરે શુકની સાથે, વાયશાન વદે વાણ. કદી કાળ. ૩
કાંબળે બીબુ કદી નવ બેસે, રંગ ન લાગે કો દાંન,
ધાવતાને પકવાન ધરો પણ, નવ્ય મુકે પય પાન. કદી કાળ. ૪
સુણતાનો સંગ બ્હેરો કરે કહિ, બ્હેરો ન સાંભળે કાન;
વિદ્વાનની જોડે મુગો ફરે પણ, મુગો ન થાય વિદ્વાન. કદી કાળ. ૫
સુરાનો સંગ કાદ્યર કરે તેથી, નવ્ય બને સુરવાન;
વ્યાસ કે સંતનો સંગ કરે પણ, નઠોરને શી સાન. કદી કાળ. ૬

## પદ ૪ થું.

જીવ જુવો જગમાં ઝીણું ઝાંખી, શો છે સગામાં સાર. ટેક.
ગરજી ઘરનાં ગર્થનાં ઘેલાં, બાંચી વદુ વિસ્તાર. અલ્યા આ શો. ૧
લક્ષ્મી લાવ્યા લગી લાગો સારા, દે માન્યને આઉકાર;
કદાપી કાંઈ પેદા ન કર્યું તો, ગણે ગાંડો ગુમાર. અલ્યા આ. ૨

ભાઈ ભાંખી ભોળવી ભરમાવે, ચિતથી વારમવાર;
અવસર એક ઓછું હાથ આવે તો, કેશે રમ્યો કાંઈ જાર. અલ્યા આ. ૩
આવ્યા લાવ્યા તો ભલા ભાઈ ભાવ્યા, દુઃખે દાઝે દન ચાર;
જર વિના જરા જુવે ન સામું, કેશે કે જા ઘર બ્હાર. અલ્યા આ. ૪
માતા તો મર્મથી મીઠું મનાવે, તું થૈશ પૈસાદાર;
અમારે એમાંનું અર્થનું નથી, ખરૂં કહ્યામાં શો ખાર. અલ્યા આ. ૫
એમ મા બાપો મથી મરે માયામાં, ભરાવવા ભંડાર;
પણ તે જીવ જરા ન જાણે કે, છે હરી ધાર્યું થનાર. અલ્યા આ. ૬
સ્વારથનું સરવે સગુ સાથી, સ્મરી લે કીરતાર;
વલ્લભ વારી વારી જીવ વારે, તારૂં નથી તલ ભાર. અલ્યા આ. ૭

## પદ ૫ મું.

જીવ ઝીણી શીખ સાંભળે છે પણ, ઘડીમાં ભુલી જૈશ, ટેક.
બોધથી બુદ્ધીએ નિશ્ચે કર્યો હાલ, ગોવીંદના ગુણ ગૈશ. ઘેલા જીવ. ૧
મન તારૂં મહીથી એમ કેછેકે, હવે હરી લાવ લઈશ;
આ સાર શુણીને દ્રઢ કીધો કે, શુભ કામે જીવ વૈશ. ઘેલા જીવ. ૨
વૈરાગ વાણી વિચારીને પલકે, ધામ ધંધામાં પૈશ;
બાળ બચ્ચાં ઘર ગોરીથી પાછો, ગાંડો ગધેડો થૈશ. ઘેલા જીવ. ૩
હાલ તારૂં ચીત્ત ચોટયું છે માટે, તું પીશ હુંજે પૈશ;
જરા ઝપાટો માયાનો અડયો કે, તુરત ફંદે ફસૈશ. ઘેલા જીવ. ૪
મછની જાળ સરીખો આ સંસાર, તેમાં તું ખત્તા ખૈશ;
હીસાબ જમરાય માગસે તારો, ત્યાં શી જુબાની દૈશ; ઘેલા જીવ. ૫
કેહે વ્યાસ તુ તનનો તાપ ટાળવા, કડવા વેણ હું કૈશ;
હુકમ હો ા નથી હાથ માટે, બોલીને બેશી રૈશ. ઘેલા જીવ. ૬

---

## પદ ૧ લું.

### નટવર સુંનેડો. એ રાગ.

વળગાડી આ જંજાળ મને કોણે, વળગાડી આ જંજાળ. ટેક.
સુખ દુઃખમાં નહોતો સમજતો, જ્યારે હતો નાનું બાળ. મને. ૧
ઘરબારે મારો જીવ ઘુંચાયો, લેઉ સગાની સંભાળ. મને. ૨
માન્ય મહતાને છૈયાંરે છોકર, રળવું લાગ્યું રસાળ. મને. ૩
પેટ પાપીથી, પડપંચ કરતો, દુર મુકીને દયાળ. મને. ૪
ગરજી થઇને ગાંઠતો નાણું, ન ગવાયા ગોપાળ. મને. ૫
અણુસમજણમાં સૌ સારૂં લાગ્યું; હવે પડી છે ફાળ. મને. ૬

મોહમાં પુરવના કરમેજ નાંખ્યો, તેમાં કોને દેઉ ગાળ. મને. ૭
સંસારનો ઓ સીંધુ છે ખારો, તેમાં શી તરવાની ઢાળ. મને. ૮
વદે વલ્લભ જીવ સમજી તું જારે, એક દીન આવશે કાળ. મને. ૯

## પદ ૨ જું.

જંજાળમાં તું પડયો મારા જીવ, જંજાળમાં તું પડયો. ટેક.
અળગા થતાં હવે ઉલટ ન આવે, ખરે ખરે ઘાટ ઘડયો. મારા. ૧
નીત્ય નવે નવા રંગ દેખીને, રહું છું અડયોને અડયો. મારા. ૨
વગર દોરડે દોર્યો છે તુજને, તે ને તે પંથે ચડયો. મારા. ૩
વણુ નાથ્યે નાથ્ય નારીની ઘાલી, છટકે ન તેવો છડયો. મારા. ૪
વિશ્વ રૂપી લોહ વજરની વીટી, તેમાં તું મણી મઢયો. મારા. ૫
વણુ પટાનો પાટોરે બાંધ્યો, તે શત્રુ કોણુ નડયો. મારા. ૬
ભક્તિ કરીને મુક્તિ ન પામ્યો, શઠ સંસારે સડયો. મારા. ૭
પોતાનું જાણી પાતક બાંધ્યું, રોવાને રડવડયો. મારા. ૮
વદે વલ્લભ જીવ ઝુલતો રહિસરે, સુભ રસ્તે ન જડયો. મારા. ૯

## પદ ૩ જું.

કેમ તું ગોવીંદ નહિ ગાય, ગાંડા જીવ કેમ તું ગોવીંદ નહી ગાય. ટેક.
રૂપાળો રૂપાળો રંગ કરી ફરતો, જુક્તીથી જાળવી કાય. ગાંડા. ૧
ગળ્યું તિખુંને, ખાટુરે ખારૂં, સ્વાદે સ્વાદે શું ખાય. ગાંડા. ૨
પણુ તે સ્વાદ તો, નાદ ઊતારે જર જુવતીને ન્હાય. ગાંડા. ૩
મારૂં કહી મુઢ મુમત બાંધે, સઊને કરડવા ધાય. ગાંડા. ૪
પોતાનું પણુ સાથે ન આવે, કરતું તારો ન્યાય. ગાંડા. ૫
હાલ તું હૈયાનું સુધારી બેસે, પણુ શો અંતે ઉપાય. ગાંડા. ૬
શીખ દેઉતો મશ્કરી માને, મદ મચ્છર નવ માય. ગાંડા. ૭
ભક્તિ મુકીને કરે તું નીંદા, પુન્યે આડી જીભ ન્હાય ગાંડા. ૮
તું સાંચે પણુ કોઇક ખાશે, તારે શી લાગી લ્હાય. ગાડા. ૯
સમજ સમજ લ્યા સારૂરે કહુછું, કુડે કલ્યાણુ ન થાય. ગાંડા. ૧૦
તુ જાણે મારે સાથ સહોદર, અંતે કરે ન કો સાહાય. ગાંડા. ૧૧
વદે વલ્લભ જીવ જગદીશ જપરે, અમુલ્ય અવસર જાય. ગાંડા. ૧૨

## પદ ૪ થું.

સ્મરી લેને કીરતાર ઓ જીવડા, સ્મરી લેને કીરતાર. ટેક.
ફાટયોરે ફાટયો શીદ ફરે છે, પંચ વીષયને પ્યાર. ઓ જીવડા. ૧
હું ને મારૂ કહી મીથ્યા મરે છે, તારૂ નહિ તલભાર. ઓ જીવડા. ૨
જનમ્યે તું ઠાલો મરણે તું ઠાલો, સાથે ન બાંધે લગાર. ઓ. ૩

કર માયા અળગી શું રહ્યો વળગી, છોડ દુર દેહ વીકાર. ઓ. ૪
નવરા રેનાગાં મેહેલ તુ આથાં, અપલક્ષણો હજાર. ઓ. ૫
જુઠી છે માયા જુઠી છે જાયા, જુઠાં છે જર ઘરબાર. ઓ. ૬
મીથ્યારે માતા મીથ્યારે પીતા, મીથ્યા ભાઇબંધ ચાર. ઓ. ૭
મીથ્યા છે ભ્રાતને મીથ્યા છે ભગની, મીથ્યા છે ઘરની નાર. ઓ. ૮
તું જાણે છોરાં થાસે શું ખાશે, કરી આપું કાંઇ આધાર. ઓ. ૯
એમ શુભ સમજી કુટે મરેરે, તેનો તું દેવાદાર. ઓ. ૧૦
તું જાણે માયા કેમ કરૂ અળગી, છે દુનીઆનો માર. ઓ. ૧૧
પણ સ્વાસ સુધી શોષ રહેરે, ત્યારે કયારે પામે પાર. ઓ. ૧૨
છોટા મોટા પણ મુકી ગયાને, ભોગવ્યા નહિ ભંડાર. ઓ. ૧૩
હાથે ન ખરચ્યું પેટે ન ખાધુ, કુતરે કરડયા કોઠાર. ઓ. ૧૪
છો લોક નંદે માયાને ફંદે, તેનો ન રાખ્ય વિચાર. ઓ. ૧૫
જકત જાણે નોહ્ય દુર દુનીયાથી, રટ મનમાં મોરાર. ઓ. ૧૬
ચેત ચેતરે ઝટપટ જીવડા, શાને કરે છે વાર. ઓ. ૧૭
વલ્લભ કહે રહે, અળગો ને વળગ્યો, શું કરશે સંસાર. ઓ. ૧૮

## પદ ૫ મું.

પુરણ બ્રમ ભણો, ઓ પ્રાણીઆ, પુરણ બ્રમ ભણો; ટેક.
અખંડાનંદ, એક અલક છે, બીજા તે, બીંબ ગણો; ઓ પ્રાણીઆ. ૧
વાંસાની વલુર કદિએ ન મટે, ઊદર સીદ ખણો; ઓ. ૨
શાખા સીંચેથી મુળ ન ભીંજે, જળ ઘટ રેડો ઘણો; ઓ. ૩
સરપ ડસ્યા વણુ, જીવ ન જાએ, શું થાય કરડયે કણો; ઓ. ૪
ઝાકળ જળથી, તરશ ન છીપે, ન્હાય તે તરૂં લણો; ઓ. ૫
પ્રતક્ષ પ્રમાણ, દરસવું હોય તો, વપુના વિકાર હણો; ઓ. ૬
વલ્લભનું વેણ, નવ્ય માનો તો, વેદને શાસ્ત્ર શણો. ઓ. ૭

---

## પદ ૧ લું.

રામ નામ રૂપી રત્ન એક સાચું–એ રાગ.

રટો રામકૃષ્ણ રામકૃષ્ણ પ્રાણી;
તેના વીના અવર મીથ્યા વાણી વાણી કે ભજો પ્રાણી. ટેક.
ભજ્યા વિના સૌ જન્મ વ્યર્થ જાશે;
જોજો આજ કાલમાં કાળ ખાશે, ત્યારે જમદુતનું જોર થાશે;
માટે રામ, ભજ નામ, તજ કામ, રાખી હામ, સુંદીર શ્યામ, ગુણ ગ્રામ,
સુખ ધામ, અવર ઠામ, ધુળધાણી ધાણી કે ભજો પ્રાણી. ૧

હરી વીના છે બીજા કડાકુટા;
કાયા માયા ને જાયા સહુ જુઠા, અગ જળ જેવાં જેવા ધુમ્ર સુઠા;
માટે છોડ, દોડાદોડ, માથા ફોડ, મેલી હોડ, ધરી કોડ,
શ્રી રણછોડ, કરજોડ, નાવે ખોડ, તન તોડ,
ઉલટ આણી આણી કે ભજો પ્રાણી. ૨
ભક્તી વિનાના જીવ પશુ જેવા;
આવી પાપના ડુંગર કર્યાં દેવા, ખાશે ખાસડાં તે જમડાનાં કેવાં;
સુકાં ખાય, દુખ થાય, તે ચુંથાય, બહુ તણાય, જીવ જાય,
ત્રાય ત્રાય, હાય હાય, ના ખમાય, પડે પાય, ન છુટાય, બહુ કુટાય,
વ્યાસ ગાય, ગુણ જાણી જાણી કે ભજો પ્રાણી. ૩

પદ ૨ જું.

મેલ લાજ, શ્રી મહારાજ, શરણ થાતાં;
ભલે કુથલી કરે કો ગુણ, ગાતાં ગાતાં કે શરણ થાતાં.
મુકી લાજ, શ્રી મહારાજ ગાયા જેણે;
તારી મ્હેડી ઇકોતેર એણે; રાખ્યું મ્હેતા નરશીનું નામ તેણે;
તેવા જન, નહીં અન, ન સદ્દાન, વસી વન, હરીજન, રાત દન,
જુગજીવન, મેલી મન, તોડી તન, મ્હા મથન, લઈ ભજન,
મોક્ષ જાતાં જાતાં કે શરણ થાતાં. ૧
ધરે ધ્યાન શ્રી હરીનું ધાઈ ધાઇ;
લાગી શ્યામ સંગ સાચી સગાઇ, તેવી સુંદરી સકળ મીરાંબાઇ;
એ પ્રમાણ, સતી જાણ, શુ વિખાણ, વદુ વાણ, સારંગ પ્રાણ,
વિશ્વ ભાણ; એજ લ્હાણ, છે કલ્યાણ, રામ બાણ, થા વેચાણ,
પ્રેમ આણ, સુખ માણ, નામ ગાતાં ગાતાં કે શરણ થાતાં. ૨
જેહ નરનારી હરી નામ લેશે,
સાચા ભક્તપણ પુંઠે જશ દેસે, વદે વ્યાસ કીરતી તેની રહેશે;
તે સંભાળ, છે દયાળ, તું નીહાળ, પ્રતીપાળ, મટે કાળ, આ જંજાળ,
ગટ માળ, નામ વાળ્ય, ખુલે ભાળ, મ્હા વિકાળ, દુઃખ ટાળ,
ગા ગોપાળ, ધંધે ધાતાં ધાતાં કે શરણ થાતાં. ૩

પદ ૩ જું.

જીવરાજ રાખ્ય ભક્તી શીર સાટે;
ધર્યો દેહ આ ભજનને માટે માટે, કે શીર સાટે.
ભજ્યા વિના, ચતુરાઇ ચુલે;
કરે ભક્તી તો દેહ નભ્ય ફુલે, ભાગ્યશાળી ભજન નહીં ભુલે;

ભક્તી કર, ના વીસર, વિશ્વંભર, જે ઇશ્વર, શ્રેષ્ટ નર, ધ્યાન ધર,
બળ્યું ઘર, દુઃખી દર, પર હર, તું નીસર, જુઠું જર, તે વિસર,
શીદ ફાટે ફાટે કે શીર સાટે. ૧
કરે કુથલી કો તેથી નવ્ય બીવું,
હરી રૂપી અમ્રીત પ્રેમે પીવું, રાખે ટેક તો તું ધન્ય તારૂ જીવ્યું;
મુકી લાજ, કર કાજ, આજ આજ, પડે સાંજ, શ્રી મહારાજ,
તારણ ઝાઝ, તેને બાઝ, દે અવાજ, ઘણા ગાજ, પાપ પાજ, જીવરાજ,
દેઇ દાઝ, ભાઈ ભાજ, પુરપાટે પાટે, કે શીર સાટે. ૨
અલ્યા આવી અમુલ્ય ઘડી તારી;
મળી માનવીની દેહ શ્રેષ્ટ સારી, માટે ધ્યાન ધર્યસુખ ધામ ધારી;
માયા જુઠ, મેલી ઉઠ, છોડી પુંઠ, માથા કુટ, રંગે રૂઠ,
અલ્યા ઉંટ, હૈયા ફુટ, નામે ત્રુઠ, લાવો લુંટ, એ અખુટ,
ઝુંટ હાટે, હાટે, કે શીર સાટે. ૩
રાખ્ય નીમ નરહરી નામ લેવા;
કરે સર્વ સૃષ્ટી તારી સારી સેવા, રામ ભક્તીએ પુજાય કપી કેવા,
તેવી રીત, રાખી પ્રીત, ચોડય ચીત્ત, રૂડી રીત, ધરી હીત,
નીત નીત, એજ વીત, મહા આદીત, તુરીઆતીત, ભજી જીત,
સો પલીત, ગાય ગીત, વ્યાસ ઘાટે વાટે કે શીર સાટે. ૪

પદ ૪ થુ.

પામી જ્ઞાન બ્રહ્મને ભજો ભાઇ,
સંત પુરૂષનો સમાગમ સાઇ સાઈ, કે ભજો ભાઇ. ટેક.
મુળ રૂપ બ્રહ્મ અવર છે ડાળી;
ડાળી સીંચે શ્યું પુષ્પ પામે માળી, માટે જળસીંચ મુળને નીહાળી,
મુળ રૂપ, બ્રહ્મ ભુપ, જ્ઞાન કુપ, આદ્ય રૂપ, સદા ચુપ, સુસ્વરૂપ,
લે તે ગાઇ ગાઈ કે ભજો ભાઇ. ૧
પર્મપદ પરમેશ્વર સાચો;
મોક્ષ ધામ નહી ઠામ એહે કાચો; મુળ મોક્ષ માગનાર એને જાચો;
ગુણ જ્ઞાન, એ ભગવાન, સત્ય માન્ય, રાખ્ય સાન, ખોલ કાન,
ધર ધ્યાન, નીત્ય ધાઇ ધાઇ, કે ભજો ભાઇ,
ખરૂ ઝાલ્યા વીના નવ ખરૂ થાએ. ૨
જે જે જીવની જ્યાં જ્યાં મતી જાએ; તે તે પ્રાણી ત્યાં ત્યાં સ્થંભાએ;
તે તપાસ, મુકય આશ, ચારે પાસ, રે વીશ્વાસ, થાતું દાસ, લે અભ્યાસ
કરી કયાસ, વદે વ્યાસ, જ્ઞાન પાઈ પાઇ કે ભજો ભાઇ. ૩

## પદ ૫ મું.

કરો ક્ષમા અપરાધ પ્રભુ મારો;
થયો પાપ તણો અતીશે ઉધારો ઉધારો; પ્રભુ મારો. ટેક.
જન્મ ધરી સુક્રીત નથી કીધું,
પડી જંજાળે નામ નથી લીધું, ઉંચે હાથે કોઇને નથી દીધું;
કર્યા પાપ, દેઇ ધાપ; તે અદાપ; ઓ માબાપ; ખાધી થાપ;
નહીં જાપ; તીલક છાપ; ફાટયો આપ; કરી માફ; કષ્ટ કાપ, મોક્ષ આપ;
ટાળી તાપ, દાસ ધારો ધારો કે પ્રભુ મારો. ૧
સર્વ સૃષ્ટીમાં સ્વારથીયા પ્રાણી;
જીણી જુકતીથી લીધું જગ જાણી; કહું વાત શી વ્હાલાંની વીખાણી;
સગી માત; તથા તાત; તથા ભ્રાત; નારી જાત; તથા નાત;
સુત સાથ; નથી કાથ; દીન રાત, ગરજી વાત; તું સાક્ષાત;
જોડું હાથ; સાચો નાથ; સદા પ્યારો પ્યારો કે પ્રભુ મારો. ૨
આતો દુનીઆ દારૂણ દુઃખ દરીઓ;
પડયો પ્રાણી તે કોઇ નથી તરીયો, માટે વીઠલવર હુંતો વરીયો;
એજ સાર, શ્રી મોરાર; વિશ્વાધાર; છે સરદાર; છોડે માર;
ટાળે ભાર; કાઢે બાર; કરી વ્હાર, તાર નાર; દે આધાર, ને અવતાર.
પાડે પાર, સારો ધાર, વ્યાસ તારો તારો કે પ્રભુ મારો. ૩

---

## પદ ૧ લું.

ભુલ્યો મન ભમરા તું કયાં ભમ્યો–એ રાગ.

જો પાહાડ ચડે તારે મુસ્તકે, કર્યા હરી ઉપકાર;
તે બદલો વાળતો નથી, ખાઈશ જમડાનો માર. જો પાહાડ. ટેક.
તારે માટે રૂજની કરીરે, થવા આ રામ કાજ;
નીંદ્રા ઉડીને તું ઉઠયો, તોહે તીઅનું રાજ. જો પાહાડ. ૧
અંધારે તુંને સૂજે નહીરે, તેથી થાય તું નીરાશ;
તારી સેવામાં રવી કર્યા, તુંને કરે પ્રકાશ. જો પાહાડ. ૨
તે પ્રકાશે કાર્ય તું કરેરે, કેવો કરી આપ્યો ઠાઠ;
જળ કર્યું તુજ કારણે, ન્હાવા ધોવા પીવા માટ. જો પાહાડ. ૩
અનાજ કર્યું પેટ પોસવારે, કાચુ કેમરે ખવાય;
તે પકવવા વ્હની કર્યો, તે પણ દાસ તારો થાય. જો પહાડ. ૪
રખે ભાઈને તાપ લાગતોરે, વાયુ ઢોળે છે વાય;
એવે સુખે લ્હેરો કરી, એમ દીન વહી જાય. જો પહાડ. ૫

રાત્રી પડી તીવ્ર આવીયું રે, ભાઇ મન અકળાય;
તો તમ માટે દીપક કર્યો, તે તો રહે સેવા માંય. જો પાહાડ. ૬
રાજી થવા રૂજની વિષેરે, સરજ્યો શશી આકાશ;
એવા સૌ તારી સેવા મહીં, કરી લે તું તપાસ. જો પાહાડ. ૭
તે ગુણ તું ભુલી જાય છેરે, થાય છે મહા મસ્તાન;
પંચ વીશયને પંથે ચડી, ભુલ્યો શ્રી ભગવાન. જો પાહાડ. ૮
પણ વિષયો વ્હેરી જાણજેરે, લેશે જમપુર વાટ;
ગુણ ચોર ચુંટાશે ચામડી, વજ્યો ડાહાપણમાં દાટ. જો પાહાડ. ૯
સવા સહસ્ત્ર નામ દે હરી તણુંરે, ત્યારે વળે તે પાઠ;
નહીં તો નીચે દેવું ચડે; તારા પીંજાશે હાડ. જો પાહાડ. ૧૦
શીદ અમુલ્ય અવસર ખુએરે, હારે કરેલી હોડ;
વલ્લભ વદે ચેતી બોલજો, જે જે શ્રી રણછોડ. જો પાહાડ. ૧૧

## પદ ૨ જું.

ઝુલ્યો જીવ જંજાળમાં પડયો, નથી તરવાનો તાગ;
જમનો જુલમ ઝાઝો થશે, તેમાં કોણ કરે ભાગ. ઝુલ્યો. ટેક.
હાલ તું જાણીશ તાહયરૂંરે, હૈયે ધારી ઉમંગ;
અંતે જવાનો છે એકલો, સગુ આવે ન સંગ. ઝુલ્યો. ૧
કોણસગાં કોણ સાથનાંરે, કોનાં છે ઘરબાર;
કોની છે ભગનીને ભામની, કોનાં પુત્ર પરીવાર. ઝુલ્યો. ૨
કોનાં મા બાપને ભાંડુંવાંરે, કોના કણને કોઠાર;
જોડે જરાએ આવે નહીં, ભર્યાં રહેશે ભંડાર. ઝુલ્યો. ૩
રળવા રઝળ્યો પરદેશમાંરે, કરી કરોડો પ્રપંચ;
સૌને છેતરી તેં તારાં ભર્યાં, પેટી પટારા સંચ. ઝુલ્યો. ૪
જ્યાં સુધી જર જાદે જોડશોરે, ત્યાં સુધી આઉકાર;
જળ માગતાં દુધ આપશે, નહીં તો ગણશે ગુમાર. ઝુલ્યો. ૫
માબાપ કહે મારો બેટડોરે, ડાહ્યો ડમરો અપાર;
નારી કેહેશે નાથ માહારો, સગાં થાશે સંસાર. ઝુલ્યો. ૬
દ્રવ્ય લઇ પેસે દ્વારમાંરે, જુવે પૈસાની પોઠ;
આવો આવો કહી સૌ સગાં, સામિ મુકશે દોટ. ઝુલ્યો. ૭
માન્ય દઈ આપે આસનોરે, લેશે વારણાં માત;
શું લાવ્યા શું લાવ્યા પુછશે, ભામની ભ્રાત તાત. ઝુલ્યો. ૮
જર જોવા કરે આગનારે, ચુલે મુકો અંગાર;
ભૈ માટે જળ ઉનાં કરો, બાફો શેરા કંસાર. ઝુલ્યો. ૯

લાવો ભાઈ ઠેકાણું કરૂંરે, છોડો ગાંઠેથી ગર્થ;
જમવા જેવી રસોઇ થઇ, ખોટિ થાવો છો વ્યર્થ. ઝુલ્યો. ૧૦
થાકયા પાકયા પગ ઝાળજોરે, લાવો ચોળિએ અંગ;
ઘણા દીને ભેગાં થયાં, બેસો જમવા સૌ સંગ. ઝુલ્યો. ૧૧
પછિ ભાઈ નાહિ ઉઠિયારે, બેઠા જમવાને પાક;
ભાઇને મુકજો ઘી ઘણું, મુકો સુંદિર શાક. ઝુલ્યો. ૧૨
એવે હેતે જમી ઉઠિયારે, ચાલ્યા આરામ માટ;
કામનીએ કર ઝાલિયો, ઘડાવો ઘણાં ઘાટ. ઝુલ્યો. ૧૩
એમ કરતાં બે દિન થયારે, તો બોલ્યાં માત તાત;
ભાઇને મુકો સુકો રોટલો, અમારે નથી દાંત. ઝુલ્યો. ૧૪
ભાઇ કહે ભાવશે નહીંરે, મુકો શાકના વઘાર;
કામની કહે કયાં કુટઇ મરૂં, નથી નવરી લગાર. ઝુલ્યો. ૧૫
તો જમ્યા ભાઈ ચુમાઇનેરે, પાછા રળવાને જાય;
ખાલી હાથે કદી આવીઆ, ત્યારે થાય હાય હાય. ઝુલ્યો. ૧૬
મા કહેશે મુઓ દીકરોરે, બાપ કહે બોળ્યું નામ;
રાંડ કહે રંડાપો ભલો, આવો મળ્યો શું કામ. ઝુલ્યો. ૧૭
આ સુણી સમજો શાંણીઆરે, શો સંસારમાં સાર;
ચીત ચોડો ચત્રભુજમાં, કરો પ્રભુને પોકાર. ઝુલ્યો. ૧૮
રળો રૂડા રોજગારથીરે, કરશોમાં નહિ કપટ;
કૃષ્ણ વીના તારૂં કોઇ નથી, સ્વારથી છે ઝપટ. ઝુલ્યો. ૧૯
રાખો દયા દાન દીનતારે, ચાર ઘડીનું આ સુખ;
જીવ જપી લ્યો જગપતી, કહેજો રામ રામ મુખ. ઝુલ્યો. ૨૦
નરહરી નૌકું તારશેરે, કૃષ્ણ કહો કરજોડ;
વલ્લભ વદે ચેતી બોલજો, જે જે શ્રી રણછોડ. ઝુલ્યો. ૨૧

## પદ ૩ જું.

જો રાજ નીતી શ્રી નાથની, દરસાવું ખરી પેર;
રાજાનો રાજા ધીરાજ છે, હુકમ પોતાને ઘેર. જો રાજ. ટેક.
પ્રતક્ષ રાજા જે સજા કરેરે, જાણે જગત વૃત્તાંત,
પણ ગેબીની ગેબી સજા, જુઓ ભાગુ એ ભ્રાંત. જો રાજ. ૧
પ્રતક્ષ રાજાના પ્રતક્ષ છેરે, શીક્ષા કરનારા દુત,
ગુપ્તના સેવકો ગુપ્ત છે, રોગ દોગ પંચ ભુત. જો રાજ. ૨
જેવો જેવો જે ગુનો કરેરે, તેવી તેને સજાય,
હાથ બંધન કરવા હોય તો, ખસ વળગે કરમાંય. જો રાજ. ૩

તેથી જાદે ગુનો થયોરે, તો મળે પુરા ભોગ;
હાથે પગે બેડી નાખવા, વળગે પત રોગ. જો રાજ. ૪
ઝેરીલો જન ઝેરે બળેરે, તેને કરવાને બંધ,
સાચી શિક્ષા દેવા કારણે, કરે લોચન અંધ. જો રાજ. ૫
પ્રતક્ષ રાજા એકાંતનીરે, શીક્ષા કરે કો વાર;
ઓરડીમાં આપે ચાવણું, દસ્ત જવા કાઢે બહાર. જો રાજ. ૬
પણ હરી દુત શિક્ષા કરેરે, કરે રોગીષ્ટ એદ;
મુળશો મુઝારો એ રોગથી, કરે મંચ કે કેદ, જો રાજ. ૭
હરાય ફરાય નહીં આપથીરે, ભાંગી નાખે સૌ હાડ;
દસ્ત લઘુ સંકા મંચકે, આપ કને ગંદવાડ. જો રાજ. ૮
અન જળ સઘળું બંધ કરેરે, ખાવા રૂચી ન થાય;
વધુ શીક્ષા સારૂ પ્રેરણા કરી ઔષધો પાય. જો રાજ. ૯
દેહાંન્ત સીક્ષા રાજીઓરે, કરી ફાંસો દે કોટ;
જગનાથે ટબકીયું કાઢીયુ,, ગત કરે ચડી ચોટ. જો રાજ. ૧૦
પ્રતક્ષ ભુપત ગુન્હા થકીરે, શીક્ષા કરે દેશ પાર;
હરી દુતને કરવી હોય તો, કાઢે મનુષ્યથી બહાર. જો રાજ. ૧૧
પંખી ઘાથી અંગ ભંગ કરેરે, કરે રસના ટુંકાણુ;
કાળજુ ખસેડી ગાંડો કરે, ઠરે ખરની સમાન. જો રાજ. ૧૨
દ્રવ્ય દંડ દેવો ધારે કદીરે, અગ્નીની ઉદે થાય;
પૃથ્વી કંપેકે જળ રેલમાં, દ્રવ્ય સઘળું તણાય. જો રાજ. ૧૩
રોગ દોગ જળ વ્હેની થકીરે, તહારે વેર નથી લેસ;
પણ ગુન્હો કરવાથી તુજને, આવી રગડે હમેશ. જો રાજ. ૧૪
તું કહે નથી દુત હરી તણારે, તો દેખાડયા પ્રતક્ષ;
માટે અધર્મે આઘા રહો, આતો ઉઘેડયાં ચક્ષ. જો રાજ. ૧૫
થોડું કહે જીવ ગણુ ઘણુંરે, પર્માંરથે તન તોડ,
વહ્લભ વદે સહુ બોલજો, જે જે શ્રી રણછોડ. જો રાજ. ૧૬

પદ ૪ થું.

જુવો જીવ બાજી આ જગ તણી વીષયો ખાના રૂપ;
શરીર રૂપી છે સોગટાં, મન પાસા અનુપ. જુઓ. ટેક.
પાસા પ્રસારક પ્રાણીઓરે, પાસો પડતા ભમાય;
પાસાની સત્તાથી સોકટી, ખત્તા ખાનામાં ખાય. જુઓ. ૧
મન પાસો આધાર રહીત છેરે, માટે ભમે ગમે તેમ;
પણ ખેલ ખેલનારો જીવડો, ખેલે જેમ સુખ એમ. જુઓ. ૨

ખાલી ખાને પડે સોકટીરે, વારંમવાર કુટાય;
ફુલને ખાને જઇને રહે, નીરભય ન લુટાય. જુઓ. ૩
બેઉ પ્રકારે છે વીષચોરે, ગએ નીરભય જાણ;
ખેલનારા ખેલો બુદ્ધિ, થકિ, સોકટી કુલઠામાં આણ. જુઓ. ૪
પુલ ખાનું ગ્રહસ્તાસર્મ છેરે, ખાલી ખાનું પરલોગ.
તેમાં ભીલ્લુ તુજને હણે, પામે છત્રીસે રોગ. જુઓ. ૫
જીત્યે હારે શું આવ્યું ગયુંરે, કદી કરે એમ ગર્વ,
હારે બાજી હઇયું બળે, ટળે સુધ બુધ સર્વ. જુઓ. ૬
નથી જતું નથી આવતુંરે, ત્યારે ઉતરે શું મુખ;
રૂદીયામાં રોષ ઉપજાવીને, સીદ ધરે દલ દુખ. જુઓ. ૭
તે બાજી હારે કરમાય છેરે; તેમ આમાં કરમાય;
નહીં દુઃખ દેહને એ તુજને, લક્ષ ચોરાશી થાય. જુઓ. ૮
ત્યારે તું દુભાય જીવડારે, જોઇ વિચારી ખેલ;
સંસાર સ્વપ્નું તું જાણજે, મોહ માયાનો મેલ. જુઓ. ૯
આવ્યો રમવા છુટકો નથીરે, જો રીતીથી રમેશ;
તે ડાઘ લાગે ન લુગડે, જો ભુલ્યો તો ભમેશ, જુઓ. ૧૦
ઉત્તમ મારગ લે ગ્રહીરે, મિથ્યા મુક દોડા દોડ;
વલ્લભ વદે સૌ બોલજો, જે જે શ્રીરણછોડ. જુઓ. ૧૧

પદ ૫ મું.

જો જીવ જાવું જરૂર છે, એક દીન મારી ટાંક;
છેવટ છુટકો છે નહીં, કરીલે સુક્રીત કાંક. જો જીવ. ટેક.
હાલતો યાદ આવે નહીંરે, મરવાનો જે દંન;
માટે કુલી ફંદે ચાલતા, ધરે હામજ મંન. જો જીવ. ૧
ઉંધાં ચતાં હજારો કરીરે, ભર્યા ઠગીને ઠામ;
છેવટ છેડા ખંખેરવા, કશું આવે ન કામ, જો જીવ. ૨
માંદા પડયા કદી મંચકેરે, સગુ સહુ અકળાય;
ચાકરી કરી કેડે કહે, હવે કયારે ગત થાય. જો જીવ. ૩
એવે થવા માંડી ત્યારીયોરે, પુછે છૈયાંને નાર;
દાટેલાં હોયતો દેખાડજો, છાંના છપના ભંડાર. જો જીવ. ૪
કદાપી કાંઇ ન નીકળ્યુંરે, મુખ મરડે સૌ સાથ;
મરતાં કહે કાંઈ પુન્યતો, કરાવો મુજ હાથ. જો જીવ. ૫
ત્યારે આપે લોઢી લાકડીરે, લોટા દોરીનાં દાન;
લોક લાજે કરે એટલું મનથી થઇને હેરાન. જો જીવ. ૬

પછી પોતે ગભરાઇ ગયારે, સૌને કુદે શોધાવ;
સગાં કહે લાવો સાંણુસી, કાહાડો જણુસ ભાવ. જો જીવ. ૭
જીવ જતાંમાં દુઃખી ઘણોરે, નસો નાડી તણાય;
અધુરામાં પુરા પાપીયો, ઉંધી ચતી કરે કાય. જો જીવ. ૮
એવું જોઇ જીવ રોઇ ગયારે, દુઃખમાં દુઃખ થાય;
અરે આ સગાં શા કામનાં, એમ પુંઠે પસ્તાય. જો જીવ. ૯
તો પણુ કોને દયા નહીરે, નગ્ન કીધો ત્યાં છેક;
પ્રાણુ ગયે લૈ ચાલીયા, ઘાલી હોઢણુ એક. જો જીવ. ૧૦
રોઈ કુટી બાળી મુકીઆરે, તે કેડે કરે ન્યાત;
ખાવા ખપે ખવરાવશે, એવી વ્હાલાની વાત. જો જીવ. ૧૧
જો જીવડા તારૂં કોઈ નથીરે, સહુની સમજ ઠગાઇ;
કાષ્ટ આવીને જોડે બળે, એની સાચી સગાઇ. જો જીવ. ૧૨
માટે તેં જે સુકિત કર્યુંરે, સાથે આવશે તેહ;
જનમીને જપી લે શ્રીહરી, નથી તારી આ દેહ. જો જીવ. ૧૩
મુકી દયો મોહ માયા તણોરે, કહાડો કલ્પના ક્રોડ;
વદે વલ્લભ સહુ બોલજો, જે જે શ્રીરણુછોડ. જો જીવ. ૧૪

## પદ ૬ ઠું.

ધન ધન માત તાત માહ્યરાં, કીધો અતી ઉપકાર;
સંતાપ્યો દ્રવ્ય સારૂ મુજને, તેથી સમજાયો સાર. ધન ધન. ટેક.
રીતી નીતીથી રળ્યા કરૂં રે, તોહે કરે તીરસ્કાર;
ઉશ્કેરે અતી જર લાવવા, જંપવા દે ન લગાર. ધન ધન. ૧
કળેશ કરે મુજ પર ઘણોરે, દ્રવ્યના લોભ માટ;
તેથી જાણ્યાં સહુ સ્વારથી, જોયો જગતનો ઘાટ. ધન ધન. ૨
પ્હેલો સ્વારથી, નોહોતો જાણુતોરે, રહેતો સંસારી મોહ;
પણુ કલેશ કરી ચેતાવીયો, કર્યો જર કાજ દ્રોહ. ધન ધન. ૩
માયાના લોભથી થાકીયોરે, ત્યારે થયો વૈરાગ;
દુઃખમાં દયાળુ સાંભર્યા, કાંઇ ઉઘડયું ભાગ્ય. ધન ધન. ૪
ખબર પડી સહુ સાથનીરે, મીથ્યા સંસારી સુખ;
પ્રભુ વીનાની જાણુવી, દુનીયાં દારૂણુ દુઃખ. ધન ધન. ૫
સાચો સગો શ્રી રામ છેરે, બેલી છેવટનો એહ;
દુઃખે દુભ્યો ત્યારે ઓળખ્યો, સ્નેહી સત્ય છે એહ. ધન ધન. ૬
સુખે સાંભળે સોનું સુંદરીરે, દુઃખે સાંભળે રામ;
માત પીતાના પ્રતાપથી, સરીયુ સુભ કામ. ધન ધન. ૭

મળજો સગાં સદા સ્વારથીરે, દુઃખ દેઇ દે સુજ;
વ્યાસે વ્હાલાનો પાઠ માનીયો, સાંભર્યો ચત્રુભુજ. ધન. ૮

## પદ ૧ લું.

### રાગ નાટકનો.

ભજને પ્યારા ભજને ભાઈ, ભજ તું સીતા રામ;
તેને ભજ્યા વણ ચૌદ લોકમાં, કથલે તારૂ કામ. ૧
નવ મહીના તું રહ્યો ઉદરમાં, મળમાં ઉધે શીર;
સાટુ કરીને મૂક્ત થયો પણ, ભુલ્યો શ્યાંમ શરીર. ૨
ગરભમાં ઉધો, બારણે ઊધો, સુધો થયો નહીં આપ;
વીપ્ર શીખામણ સત્ય ન માને, દેશે શીખ કોણ બાપ. ૩
માને ઉદર અવતરતાં, આડો ન આવ્યો કેમ;
આડો હોત તો વાઢત તુજને, કાષ્ટજ વાઢે જેમ. ૪
તે કરતાં પાશાણ પડયો હોત, તો આવત અનુકુળ;
નીચે નાંખી તારા ઉપર, સહુ ધુઅત પટકુળ. ૫
એવા કામે આવ્યો હોતતો, થાત શફળ અવતાર;
પણ અકારજ અવતર્યો, ભોમીને કરવા ભાર. ૬
રાંડે શીદ પેટે વીંઢાળ્યો, કુખ ન દીધો ઠામ;
સપુત હોય તો સમરણ કર તું કેહે છે વલ્લભરામ. ૭

## પદ ૨ જું.

તરવાનું તને તત્વ બતાવું, સમજી લે જીવ રાજ;
શુભ બોધ પકડે કામ ન બગડે, મુળ અચલ પદ આજ. ૧
રાખ્યતું શાન્તી મુકય તું ભ્રાન્તી, વાબ્ય વડો સંતોશ;
મીથ્યા માયા મોહ દુઃખ દાયા, તૃષ્ના દેખત દોશ. ૨
માન્ય મળેતો રીજીયે નહીને, ખીજીયે નહિ અપમાન;
સુખ દુખતે મનમાં નવ ધરીયે, શત્રુ મીત્ર સમાન્ય. ૩
વપુએથી વ્હેવાર વરતવો, મનથી રહેવું સ્થીર;
વગર ચઢાવેલ કામઠડી તે, કદી ન ભોંકે તીર. ૪
પરને સુખે સંતોષ કરવો, ધરવો નહીં મન દ્વેશ;
માયા તો મરકટ મદારી, લપટાવું નહીં લેશ. ૫
કાજળની કોઠીમાં રહેતાં, ડાઘ ન લાગે અંગ;
ચાતુર નર ચાતુરી રાખી, સાહાવો સૌનો સંગ. ૬

વાસના વણ વ્હેવાર વરતવો, થાવુ નહીં બંધન;
દયા દીનતા દલમાં રાખી, તજવો દુરી જંન. ૭
નટની પેરે ચીત દોરમાં, પરોવી દેવો ચર્ણ;
જગ જોવાને લક્ષ ન દેવું, દીધે ઢળીયે ધર્ણ. ૮
જો જીવ ફરવા નાડે નરવા, શું છે વેદ કરનાર;
વપુમાં જો વ્યાધી પેઠો તો, થયો તું મરનાર. ૯
આ સઘળો ગુણ ગ્રહણ કરે તો, મોક્ષ મળે સુકામ;
લખી રાખ્ય જીવ તુજ રૂદીયામાં, કેહે છે વલ્લભરામ. ૧૦

પદ ૩ જું.

પ્રણામ કરૂં છું પરમાત્માને, જય જય પુરણ બ્રહ્મ,
જય પરમાનંદ જય જ્ઞાનોમય જય જય સરવોતમ. ૧
જય જય જ્ઞાન ગુણ જય જય જયધીશ, જય જય જીવના હીત;
જય જગત્રાતા જય જગદાતા, જય અક્ષરાતીત. ૨
જય જય જ્ઞાન ઘન જય જ્ઞાના કાર, જય વિશ્વંભર શ્યામ;
જય સર્વજ્ઞ જય માયા પર, જય જયરે સુખ ધામ. ૩
જય જય વ્યાપક જય જય ન્યારા, જય જયરે અવીનાશ;
જય પરમેશ્વર જય સરવેશ્વર, જય જય જ્ઞાન પ્રકાશ. ૪
જય વિસ્વોતમ જય પુરૂશોતમ, જય પર બ્રહ્મ દયાળ;
જય જય સચ્ચીદાનંદ પ્રભુ, જય દીનાના પ્રતીપાળ. ૫
જય જય દશરથ સુત દયાળુ, રામ પતીત પાવન;
જય ગોવીંદમ જશ મુકંદમ, જય દેવકી નંદન. ૬
જય જય ન્યારા જય જય નરશીંગ, જય મચ્છ કચ્છ વામન;
જય ફરશુરામ બુદ્ધા કલંકી, જય જય જુગજીવન. ૭
જય જય શીવ શક્તિ જય બ્રહ્મા, જય વિષ્ણુ ઘનશ્યામ;
કૃપા કરો સૌ કીંકર ઉપર, વીનવે વલ્લભરામ. ૮

---

## હોળી ૧ લી.

શામરે મત ડારો પીચકારી—એ રાગ.

જીવડા ગાઇ લે ગીરધારી;
ગીરધારીરે, જીવડા ગાઇ લે ગીરધારી. ટેક.
ગીરધારી ગાઈ કર સરસાઇ, મોહ મદ મચ્છર મારી,
હાલ હરખમા તું કહાડીશ દાહાડો, છેવટ શી ગત્ય તહારી,
જરા દલમાં જો વિચારી, જીવડા. ૧

પ્રભુથી પ્રીતી પરઠીલે નિતી, રીતી સરવથી સારી,
જો જમ કીંકર ઝડપી લેશેતો, નહી રહે નાઠા બ્હારી;
રડીશ એકલો તું પોકારી; જીવડા. ૨
કર્ય પરમારથ તજને સ્વારથ, રાખ્યમાં નર નાહારી,
છેવટ સગું નથી કોઈ તહારૂં, બાળ બચ્ચાં કે નારી;
નાંખે પુન્ય ધુનો નીવારી; જીવડા. ૩
માયાને તું વળગીને માયાને, માંથે મુકે દોષ ભારી,
તું ન છોડે તદરૂપ થયેલો, શું કરે માયા બીચારી,
ખેંચી પેટ બાંધી કટારી, જીવડા. ૪
પ્રપંચ પાપથી મેળવી માયા, જણાવી શુભ શાહુકારી;
તું જાણે છાનું કરૂં છું હરીથી, તે સહુ સમજે મોરારી;
તહારી સારી કે નઠારી, જીવડા. ૫
તાનબાજી વ્રેહ વાણીની લીલા, શું ગાય છે ખુંખારી;
નીર ગુણુ ભક્તિ કર શ્રી હરીની, તે તને લેશે ઉગારી;
કહે વ્યાસ વલ્લભ વારી, જીવડા. ૬

## હોળી ૨ જી.

ભાવથી હરીને ભજ ભાઈ,
ઓ ભાઈરે, ભાવથી હરીને ભજ ભાઇ. ટેક.
હરીને ભજી લે મોહ તજી દે, શું છે આ સંસાર માંઈ;
લક્ષ્મીના લોભથી લપટાણો, મરીશ ખાસડાં ખાઇ;
ખરી કરી લેને કમાઇ. ભાવથી. ૧
કામમાં કામ છે મીથ્યામાં ચાચું, લેને તું ગોવીંદ ગાઈ;
સાટું કર્યું છે સુમારગ સ્હાવા; માટે સુપંથ લે સ્હાઈ;
નક્કામો માં મર ભટકાઈ. ભાવથી. ૨
પરવરતીમાં પડયો છે પાપી, નીરવરતી કર કાંઇ;
રળી ખપી પરીવાર પોસે છે, તેમાં શી કરે નવાઈ;
પુંઠે તારી થાશે ભવાઈ. ભાવથી. ૩
ક્ષુધા પીપાષા ભયને મથુન, નીદ્રા સાથ સગાઈ;
જેટલું પશુમાં તેટલું તૂમાં, શી છે જાદે ચતુરાઇ;
તુને એક પુંછડી નાઇ; ભાવથી. ૪
મનુષ દેહે કરે કાંઈ જાદે, તો તારી સરસાઈ;
દાન દયાને દીનતા રાખી, છોડી દેને નરસાઈ;
માયામાં ન જા હરખાઈ. ભાવથી. ૫

ક્યાંથી તું આવ્યો ને ક્યાં તું જવાનો, કોણ તું આ ઘટમાંઇ;
દેહ છે તે તું કે આત્મા છે તે તું, જો વ્યાસનો સંગસાઇ;
તે વિના તો મોક્ષજ નાઇ. ભાવથી. ૬

## હોળી ૩ જી.

જીવડા જો શું થાશે અગાડી;
અગાડીરે, જીવડા જો શું થાશે અગાડી. ટેક.
અગાડી શું થાશે ક્યાં ક્યાં જવાશે, મળશે મુક્તિ કે ખાડી;
તેનો તું વિચાર કરી લે વીરલા, શીદ નાંખે જન્મ બગાડી;
માયા માંહી મોહ લગાડી. જીવડા. ૧
માયા મોહીત મા બાપે માયામાં, બોળવા બૈરી બઝાડી;
ભજવા નહીં દે હરીને ઠરીને, બાળ બચ્ચાં વળગાડી,
આગળ જતાં પાડે પછાડી. જીવડા. ૨
લક્ષ ચોરાશી ફરીને આવ્યો, માહા દુ:ખના દીન કાહાડી;
પાછો ક્યાં પડવાનું ધારે છે પાપી, અવસર ભુલે છે અનાડી;
જોને તારૂં રૂદે ઉઘાડી. જીવડા. ૩
નાત જાત તાત માત મોહમાં નાંખે, માયાનું મદ ચટાડી;
અવિદ્યાની ઉપાધીમાં પાડે, જ્ઞાન તું ઘટનું ઘટાડી,
મારગ મોક્ષનો દે મટાડી. જીવડા. ૪
મીથ્યા માયા તુને મનાવે સાચી, મુરખ રહે મુખ ફાડી;
જીણી બુદ્ધિનું જાણું બાળીને, થઇ જટ જેવી જાડી,
શ્રદ્ધા તેં હરીથી ઉઠાડી. જીવડા. ૫
વીત વ્હાલાં પ્રીય લાગ્યાં અતીશે, ધર્મની નીતિ ઉખાડી,
ન પોષ્યા વીપ્ર સાધુને હરીજન, જમ્યો નારીને જમાડી;
રીજ્યો છોરાં છોરી રમાડી. જીવડા. ૬
જેવો તુને મોહ ધનાઢ્ય થવાનો, તેવો સરવને દાહાડી;
પણ મન ધાર્યું કે દ્રવ્ય ન પામ્યા, કરી ઘણી ચોરી ચાડી;
પ્રપંચે ઘણાને વીતાડી. જીવડા. ૭
લક્ષ ન મળ્યા ન થયા લક્ષાધી, કરમાઇ વપુની વાડી;
પ્રભુ કને માગી લે આ પ્રભુજી, લ્યો જંજાળમાંથી ઊપાડી,
વદે વ્યાસ તાળી વગાડી. જીવડા.

## હોળી ૪ થી.

વીશ્વંભર હું દાસ તમારો,
તમારોરે, વીશ્વંભર હું દાસ તમારો. ટેક.

દાસ તમારો છું દીનબંધુ, જન્મ મરણથી ઉગારો;
જંજાળ જાળે વીંટાઈ વળ્યો છું, શો ન્યાય થવાનો મારો;
નથી ઉગર્યો તણો આરો. વીશ્વં. ૧
કુડ કરીને દ્રવ્ય હરીને, સાચવ્યો સંસાર ધારો,
મોહ મદ મચ્છરને માયામાં, ખેલી કર્યો ખુંખારો;
ન રહાયો સમાગમ સારો. વીશ્વં. ૨
ધાપ દીધી દ્રવ્ય લેવાને માટે, ન જોયો ગ્રહસ્થ બીચારો;
નાતની નીંદા નઠારાની સંગે, હાએહા દીધો હુંકારો;
ગરીબોને કીધો ટુંકારો. વીશ્વં. ૩
શીખ સુણી પણ સાન ન આવી, નાદ ચડયોરે નઠારો;
કાળ તણો ભય જરા ન રાખ્યો, જાણ્યું નથી મરનારો;
તેવાં મારાં પાપ નીવારો. વીશ્વં. ૪
જન્મ ધરી સુક્રીત ન કીધાં, દુક્રીત કીધાં હજારે;
અવગુણમાં એક ગુણ જોઈને, સંસાર સાગર તારો;
વલ્લભની વાણી વિચારો. વીશ્વં. ૫

## હોળી ૫ મી.

આપ સરણે લ્યોને અવિનાશી, અવિનાશીરે. આપ. ટેક.
આપ સરણ લ્યો દયા કરી દયો, કાહાડો ફોગટ ફંદ ફાંશી;
ત્રાસ પામીને ત્યાગ કરૂ તો, થાય છે જગ્તમાં હાંશી;
માટે માહારે ઉરે ઉદાશી. આપ. ૧
રમવા રંગ મન રંગ મ્હેલ માગે, મેડા મથાળાં અગાશી;
તેવું ભ્રમીત મન સ્થીતીમાં આંણો, દાસ રહ્યા મ્હો વિકાશી;
કૃપા કરો વૈકુંઠ વાશી. આપ. ૨
સાથ સહોદર મીથ્યા મળ્યાં છે, માત પીતાને માશી,
ભ્રાત ભાણેજ ભગનીને ભ્હારજા, સ્વકળે નાંખ્યો ગાશી;
ગયો જુઠી જાળેજ ત્રાસી. આપ. ૩
લ્હાવો લેવા લોભમાં લલચાયો, થયો બંધન ચોપાશી,
બેઠો ધુતારાથી ધરાઈ ધોવાઇ, સાચું વદુછુ ખુલાશી;
જોઇ જમની રીત રાશી. આપ. ૪
છેવટ છેડો નહીં તમ વીના, કયાં છેટવાનો નાશી;
કુમતી કાપી સુમતિ દયો સ્વામિ, ભુંડી છે લક્ષ ચોરાસી;
રહ્યા વ્યાસને ભય ભાશિ. આપ. ૫

## હોળી ૬ ઠી.

જીવડા શોશ કરે તું શાને, તું શાનેરે જીવડા. ટેક.
શોશ કરે છે ચિંત્તા ધરે છે, લક્ષ્મી ઘર ભરવાને;
બાગ બગીચાને મેડા મથાળાં, ગોખ છજાં કરવાંને,
ઘોડા ગાડીએ ફરવાને; જીવડા. ૧
બાળ બચ્ચાંનો સંતાપ કરે, ન કરે ભવ તરવાને;
માયામાં મતિ ગતિ ત્યાં થવાની, ચોર હરિનો બનવાને;
ચોરાશિમાં આપે જવાને. જીવડા. ૨
માટે મેલીદે મોહ માયાનો, જગતથી વિરક્ત થાને;
શાસ્ત્ર નીતિસર રસ્તો ગ્રહીને, જગ ભય મુકી તું જાને;
ન ગણ્ દુરિજન દુનિઆંને. જીવડા. ૩
શુભ કરતાં લોક કુથલિ કરે તો, તારે ન ધરવી કાને;
જગ સુખ કરતાં દુઃખ પડે તો, નવ બેસવું રડવાને;
દારૂણ્ દોષ દે પડવાને. જીવડા. ૪
પુરવના પાપે ઉંધુ પડે તુંને, સમરથ સુધુ થવાને;
પીંડ બંધાયો પ્રાલ્બધની સાથે, થાશે પહેલું પડયું પાને;
મિથ્યા સુખને દુઃખ માને. જીવડા. ૫
દુઃખ રડે સુખ નથી થવાનું, બેસ હરિ ભજવાને;
જગત્ ભગતને વેર અનાદિ, કહું તે કેહેણિ તજવાને;
વલ્લભ વદે હરીં ગુણ ગાને. જીવડા. ૬

## હોળી ૭ મી.

જીવડા જો માયામાંથિ જાગી, તું જાગિરે જીવડા. ટેક.
જાગિ તું જોને મુક્ય માયા મોહને, ઉંઘે છે શાને અભાગિ;
હું ને માહારૂ કહી મિથ્યા મરે છે સ્વપ્ન અવસ્થા લાગિ;
તેને જાણી સાચિ સભાગિ. જીવડા. ૧
જેમ સ્વપ્નામાં ભોજન કરે છે, પણ તેણે ભુખ ન ભાગી;
રંગ રમે છે વનિતાની સાથે, પુરણ કરિ વરણાગિ;
જાગ્રત થએ સહુ સેલ આઘી. જીવડા. ૨
તેમ સંસારનું સ્વપ્ન છે મ્હોટું, ખોટું જાણી થા વૈરાગી;
રાગ ન રાખીશ મીથ્યા માયાથી, અલ્પ આનંદ દે ત્યાગી;
વદે વ્યાસ અચળ લે માગી. જીવડા. ૩

## હોળી ૮ મી.

આવી વેળા શાને જાય ચુકી, તું ચુકીરે. આવી. ટેક.
ચુકીને ચાલે કાળ છે કાલે, ઝાલે જમડા ઝુકી;

પાપ તણી તારી પોથી વાંચિને, રહ્યા છે રિસમાં ઢુકિ;
નથી બાપકે દે મુકિ. આવી. ૧
હાલ છે સુખી થઇશ તું દુખી, પરાઇ નીંદ્યા ભુંકિ;
પાપ કરીને પરિવાર પોસે, પણ તે સગાઇ સુકી;
ખાશે તને સૌ કુંકી કુકી. આવી. ૨
વૈભોગ લેવા વિત લાવિને, ભરે થેલિ થુંકિ થુંકિ;
પણ તારો લિધો લાવો નહીં લે તું, જીવ્યાની આશા ટુંકી;
વદે વ્યાસ શિદ ધુળ બૂકિ. આવી. ૩

## હોળી ૯ મી.

ગાંડિયા માથે કર ગુરૂ જ્ઞાનિ, માહા જ્ઞાનિરે ગાંડિયા૦ ટેક.
કર ગુરૂ માંથે સત્ય મન સાથે, થા મુળ બ્રહ્મનો ધ્યાની;
વિવેકથી તું વિચાર કરી લે, મુકય મત પંથ અભિમાનિ;
હોરત કર સાફ સોનાની. ગાંડિયા. ૧
સંસારી જાણી નવ નાંખ્ય તાણી, તાણી નાંખ્યે છે હાનિ;
ત્યાગિ સોધિને ગુરૂ કરે મુસ્તક, તેમાંથી જય થવાનિ;
જ્ઞાન વણ ગોદા ખાવાનિ. ગાંડિયા. ૨
વસ્ત્ર વનિતાને વિત તાગ્યો, તેને ત્યાગિ કે અજ્ઞાનિ;
પણ વસ્ત્ર ત્વચા તણું હોઢેલું, વનિતા પ્રકર્તિ લે માનિ;
નથિ વાત સ્હાસ્ત્રમાં છાનિ. ગાંડિયા. ૩
વિત તે હાડને માંસજ સમજી, મુકય બુદ્ધિ ત્યાગ કીવ્રાનિ;
શુભ કાર્ય ન કર્ય માયા ફળ માટે, કર્ય આશા મોક્ષ જવાનિ;
ગતિ તેથિ થાશે પોતાનિ. ગાંડિયા. ૪
જ્ઞાનજ સવણુ અર્થે લે અવળુ, તેને ન ગણુ વિદ્વાનિ;
ગુરૂ કરે તો અનુભવિ કરજે, મોહોટમે ન લૈશ માનિ;
વલ્લભનિ વિચારો જુબાની. ગાંડિયા. ૫

## હોળી ૧૦ મી.

જ્ઞાન લે જ્ઞાનિનિ પાસ પ્રાણિ, ઓ પ્રાણિરે, જ્ઞાન લે.
જ્ઞાનજ લે તું ધ્યાનજ દે તું, સમજ વિચારિ વાણિ;
સંવાદ કરતાં ન રહે શંકા, સત્ય એ વાત કહેવાણિ;
કહેનારાને જ્ઞાનિ લે જાણિ; જ્ઞાન. ૧.
જડબુદ્ધિ જીવ જીણુ ન જાણે, જડ મતે જડને વિખાણિ;
વૈભોગી ગુરૂએ વૈભોગ રચીઆ, વૈભોગ વાત ફેલાણી;
તેને સુખ માને સેલાણી. જ્ઞાનલે. ૨

જેની જેવી મતી તેને તેવું પ્રીય, પ્રીય તેવું તેલે તાંણી;
પણ મતી તેવી ગતી થવાની, શ્રૃતિ વદે એમ આંણી;
નથી વેદાન્તીને અજાણી. જ્ઞાનલે. ૩
તોલ કર્યાવણ બોલ બોલીને, ઢોંગે કરે ધુળ ધાણી;
સત્ય અસત્ય જાણ્યુ નહી તેને, ઘાલ્યો ગુરૂએ ઘાંણી;
લેછે તે લીલા સુખ માણી. જ્ઞાનલે. ૪
ગાંડાને જ્ઞાનમાં ગમ પડે ના, ઝાલીરે આપી એધાંણી;
વીચાર વણ વળગાડયો ત્યાં વળગ્યો, ગુરૂમાં ગતી વેચાંણી;
ખરી વાત લીધી ન નાંણી. જ્ઞાનલે. ૫
શ્રમ લેવો પડે તે થકી પાપી, રાશ લીલા ઉર આણી;
મુળ સ્વરૂપને જીવ શું જાણે, માયામાં મતિ વેરાંણી;
વદે વ્યાસ શી કહુ કહાણિ; જ્ઞાનલે. ૬

## હોળી ૧૧ મી.

માપ લિધું મેં ભકતોનું માપી. મેં માપીરે માપ. ટેક.
ભક્ત થઇને ધર્મ ગ્રહીને, લેછે શ્રી જગદીશ જાપી;
પણ સંસારના સુખ સારૂ સમરે, વ્હેવારમાં ગત વ્યાપી;
સાચુ સમજ્યા ન અધ્યાપી. માપ. ૧
કે ભકતે રાજ્યધાની લેવાને, ચોરાશી ધુણી તાપી;
કાયાને કષ્ટી કરે રૂપ કાજે, યાત્રામાં મજલ માપી;
કાંતો જગતને ભય કાંપી. માપ. ૨
કે ભક્ત વંશની વૃધી થવાને, દે ગુરૂ ઠાકોર થાપી;
કેક ભજે રીઝે શ્રી હરી તો, લક્ષમી અતી દે આપી;
કાંતો દેહનાં દરદ દે કાપી. માપ. ૩
કાં મહીમા વિશ્વમાં વધારે, તેથી લે તીલક છાપી;
આટલા કારણે સહુ કરે ભક્તી, મોક્ષ ન માગે તે પાપી;
વ્યાસ સુખ કહે ન કદાપી. માપ. ૪

---

## પદ ૧ લું.

### રાગ રતનારનો ઝડપ સાથે.

જોયા જોયા જગત તણા ડાહ્યા, ડાહ્યા ડાહ્યા ડાહ્યા. જોયા. ટેક.
ડાહાપણ કરીને, વામા વરીને; મેળવી મ્હેનતથી માયા. જોયા. ૧
મુછોના થોભા, કરી બહુ શોભા; ભે ભારે ખમ કહેવાયા. જોયા. ૨
વ્હેંપાર વણજની, ભણ્યા વડી વીદ્યા; પર પંચાતે વખણાયા. જોયા. ૩

જવાબ સવાલની શિખ્યા સફાઇ; મ્હોટમ સર્વેને બતાયા. જોયા. ૪
ઠરેલ ઠાઉકા, સાથ સગામાં; થઇને ભાઇ ભરમાયા. જોયા. ૫
કાકા દાદાને, મ્હોટા ભા બાપા; કહેવરાવી આપે ફુલાયા. જોયા. ૬
જગમાં જીત્યાપણુ, જન્મ્યા ન પ્રભુ; ત્યાં સુધી સાડાત્રણ પાયા. જોયા. ૭
હાશ ચીનોદનાં વચન સુણી; પાપી જીવ પલકાયા. જોયા. ૮
ગામ ડાહ્યાને ગીતા, અવીદ્યા કહેછે; ઘર ડાહ્યા તે સરસાયા. જોયા. ૯
અખંડ ઘરને વ્યાસ વિખાણે; ખંડિત આ ઘર કાયા. જોયા. ૧૦

## પદ ૨ જું.

મુઓ મુઓ વલ્લભ વ્યાસ મુઓ; મુઓ મુઓ મુઓ. મુઓ. ટેક.
ખરા ખડગથી આપે આપ માર્યો; અગ્ની મુકયો તે ભસ્મ હુઓ. મુઓ. ૧
મેં મારે હાથે, વ્હેવરાવી દીધો; પુંઠે રહેલાં સહુ રૂઓ. મુઓ. ૨
માશી છ માશીને, વરસી વાળી; વાટ જોઇ શું વેળા ખુઓ. મુઓ. ૩
કેહેછે વલ્લભ વ્યાસ, નવ માનો તો; જ્ઞાન દ્રષ્ટીએ જુઓ. મુઓ. ૪

## પદ ૩ જું.

માયા લોભી મોટાઇ મન આણે; આણે આણે આણે. માયા. ટેક.
માયાના લોભી, મોટેરો મોભી; હુંપદ પોતાનું વિખાણે. માયા. ૧
બાળ બચ્ચાંનો હું, બાપોને દાદો; ઠાઉકા ફરવું આ ટાણે. માયા. ૨
વિશ્વ સૌપુછીને, વાત કરેછે; માટે રહેવું મોટે માને. માયા. ૩
ઇજત વધીને હુંડીઓ ચાલી; પોસાયા ઘરને નાણે. માયા. ૪
કાળાં ગયાંને, ધોળાં થયાં તે; કેમ ભસુ ડંડવાણે. માયા. ૫
પણ તું જેવા ઘણા, થયાને થાશે; તેમાં શું ટેક તારો તાણે. માયા. ૬
એવી મોટાઇના, મોટા મનુષ્યને; જ્ઞાની ગર્ધવ તુલ્ય જાણે. માયા. ૭
મોટાઇ તો કોની મેહેતા નરસીંહની; હુંડી શીકારી જગરાણે. માયા. ૮
વ્યાસ વલ્લભ વદે, મોટો કીયો જે; ધ્યાનમાં પ્રભુજી પ્રમાણે. માયા. ૯

## પદ ૪ થું.

મારી દુકાન, છે હરી નામની; નામની નામની નામની. મારી. ટેક.
નરહરીરૂપો, નાણું શ્રીરૂ છું; ઘરાગી ગામો ગામની. મારી. ૧
વૃદ્ધ બાળકને, જવાન આવે; આવે પુરૂષને કામની. મારી. ૨
હાટેઘાટે ને વાટે વ્હેપાર છે; ઉઘાડુ ધામ દીન જામની. મારી. ૩
વઇરાગી વેહપાર જ્ઞાન ભક્તીનો, લેવડ દેવડ નહી દામની. મારી. ૪
નહી પડપંચને, નહી કાંઇ પાતક, કમાણી ઠારક ઠામની. મારી. ૫
મ્હારો વ્હેપાર કરે, તે ગ્રહસ્થ ઠરે, અંતે પ્રાપ્તી સુખ ધામની. મારી. ૬
મોકલું હુંડીયો, હરી હરી કરીને, શીકારો વલ્લભ રામની. મારી. ૭

### પદ ૫ મું.

ગાવે ગાવે ગાયન ગુની ગાવે, ગાવે ગાવે ગાવે. ગાવે. ટેક.
લાવણી ઠુમરી, ઔર દીપ્ચંદી, ગજલ ખ્યાલ ઉઠાવે. ગાવે. ૧
ધ્રુપદ ભેરવી, પંચકલ્યાની, ગોડી નગોડી ઉલટાવે. ગાવે. ૨
કેદારા કાલિંડો, મ્હલાર દીપક, પંચમ તાલ મીલાવે. ગાવે. ૩
ગુનકા ભી ગાવે, ગવૈયા ગાવે, ભવૈયા તાન ઉડાવે. ગાવે. ૪
સારી ગમ પદનીં, સારી ધપમગરી, કર કરકે સમજાવે. ગાવે. ૫
સપ્તજ સુર તીન, ગ્રામકુ વરતે, ઉસમે કલ્યાન કયા હૌ જાવે. ગાવે. ૬
હરી સમરન બીના, સબ ગ્યાન જુઠા; ભ્યાસકી ધ્યાનમે નાવે. ગાવે. ૭

### પદ ૬ ઠું.

દેખા દેખા ભગત જગ વાકે, હાની હાંરે. દેખા. ટેક.
મંડલી મીલાવે, તાલી પડાવે; બાજીંત્રે ચિત્ત લગવાકે. દેખા. ૧
નચાવે કુદાવે, તાન ઉડાવે; એહી ખેલ જગ ઠગવાકે. દેખા. ૨
તાલ સુર વરતે, રાગની પરટે; ગાયન ગાય ફુગવાકે. દેખા. ૩
શેઠ ઠાકોરકી, ઔર ડાકોરકી, કહી દ્રવ્ય સંચે મંગવાકે. દેખા. ૪
ખરા ભગતસો, સુલ સહાવે; ડાલીસેં દીલ ડગવાકે. દેખા. ૫
ભ્યાસ કહત સચ્ચા, સુરતા સંધાવે; ઢોંગીસે ભાવ ભગવાકે. દેખા. ૬

### પદ ૭ મું.

પાયા પાયા જગત ભેદ પાયા, પાયા પાયા પાયા. પાયા. ટેક.
કાંહુ કહત સખી ભાવસે ભજતે; એહી સબ સમજમેં આયા. પાયા. ૧
ગોપી ગોવીંદસેં, મધુરા હસતો; કીશ્નને નેંન બતાયા. પાયા. ૨
ઐસા સંવાદસે, સબકું સમજાવે; પ્રેમ પ્રીતીમેં મન ભાયા. પાયા. ૩
વગોતે બાપકું મતલબ આપકું કામીને કામજ્વર ગાયા. પાયા. ૪
વીહાર સુનાવે વેહી બનાવે; પ્રપંચી ખેલ મચાયા. પાયા. ૫
હાસ વીનોદકે, ગપોડે ગોડકે; ભાગવત મેં કાં બતાયા. પાયા. ૬
આદ્ય ચાતુરસ્લોકી, ભાગવત હુતા; ઉસમે કાં રંગ જમાયા. પાયા. ૭
પદ્મપુરાનુંમેં, બચન ભ્યાસકે; કવચીત સત્ય મનાયા. પાયા. ૮

### પદ ૮ મું.

જુઓ જુઓ ખરૂં તો કેવું પડશે, પડશે પડશે પડશે. જુઓ. ટેક.
અવીદ્યા જ્ઞાની તીવ્ર બુદ્ધિના, તે મતીયાને રીસ ચડશે. જુઓ. ૧
પ્રસવ્યા પુત્રના પયપાન છોડાતાં, રડાશે તેટલું રડશે. જુઓ. ૨
ખરા બોલાને માતાયે માર્યો, તેમ મને પણ નડશે. જુઓ. ૩
કૈંકને વીખ તુલ્ય, વચન વાગશે, કૈંક ક્રોધાતુર વઢશે. જુઓ. ૪

કૈં ગાળ દેશે, કૈં તીર ભોંકશે, ચાહ્યતો પગે બેડી જડશે. જુઓ. ૫
વલ્લભ કહે હું નથી મરવાનો, રોપો ફાંશી તો બંદા ચડશે. જુઓ. ૬

## પદ ૧ લું.

### તમે નીરવાણી નંદ કુંવારરે-એ રાગ.

તમે નહીં તારોતો ઓ નાથરે, વઢવાડ થવાની;
વઢતાં જીભલડી નહી રહે હાથરે, માઝા તુટી જવાની. ટેક.
હુંતો છું નબળો નરહરી, પણ તમે છો સબળા સ્વામી;
હું અવગુણી પણ તમે ગુણીછે, માટે મુક્તીધ્યો ગરૂડા ગામીરે. વઢ. ૧
કદી કેશો તું છે હત્યારોતો, હત્યારો તમારો મામો;
ભાઈ માર્યો તોહે તેને તાર્યોહે, શું કડવો પડયો કોઇ સામોરે. વઢ. ૨
અનાચારી કહો નાથજીતો, શવરી હુતી અનાચારી;
આપ એનાં બોર એઠાં જમ્યાહે, શું બીજાને કહો ગીરધારીરે. વઢ. ૩
જારકરમી કહો જગપતીતો, ગુણકાને શા સારૂ તારી;
એક પત્નીવ્રત તોડયું કહોતાહે, શું પરણ્યા સોળશહસ્ત્ર નારીરે. વઢ. ૪
ગુણ હીણને ગંદો કહોતો, ગંદી હુતી કુબજ્યા નારી;
તેનું પુજન તમે લીધુંહે, પાછી શું સમજીને ઓદ્ધારીરે. વઢ. ૫
કપટી કોહોતો કપટથી, બાળ પુતનાએ હણ્યાં વીખ વાષી;
તોપણ તેને કેમ તારીહે, શું વ્હાલી પોતાની માષીરે. વઢ. ૬
અહંકારી કોહોતો દુરીયોધનનો, શા સારૂ નરક નીવાર્યો;
નહી તારોતો દસરથ નંદહે, તેમાંનો કીયો ડોહો મેં માર્યોરે. વઢ. ૭
દાસ થઈ અવીનાષ બાઝું, મન ચાહ્યતે નાંખો કરી;
વલ્લભ વદેછે નહીં મુકુંહે, મારે હાથ આવ્યા છો શ્રી હરીરે. વઢ. ૮

## પદ ૨ જું.

ઉત્કૃષ્ટ શ્રી કૃષ્ણ કૃપાળરે, કેવું કરમ અમારૂં;
જુઓ દરદીને દીનદયાળરે, જેવું આળ તમારૂં. ટેક.
જદુ કુળ જનમ્યા જ્યારથી, ત્યારથી આળ બહુ તમ શીરે,
તેવાં તમારા દાસનેહે, માંથે આળ આવ્યાં છે અતીશેરે. કેવું. ૧
દુષ્ટ દુરીજન ક્વેશીયો, તમને કહેતા હતા તોફાની;
તેમ દુષ્ટ મને કહે હે, મળે દાસ દાતાની એંધાણીરે. કેવું. ૨
જગપતી છે જુઠડા, તમને કહેતા હુતા કંઇ પાપી;
તેવો મને કહે જુઠડો હે, કેવી મળતી તે ઉપમા આપીરે. કેવું. ૩
વળી વાંકા વદતા હુતા, વીઠલવર વીભીચારી;
એવી પેરે અજ્ઞાનીયો હે, તમને મળતી વાતો કરે મ્હારીરે. કેવું. ૪

અસુર બુદ્ધિના આદમી, આપને ગણુતા હુતા પ્રપંચી;
તેવો પ્રપંચી મુને કહેછે, મ્હારૂં કયાં ભાગ્ય ઘડયું વીરંચીરે. કેવું. ૫
કેં તમને કહેતા હુતા છે, જાદુગર મોહની ભરેલા;
તેવી મુને કહે મુને મોહ્યની છે, કયાંથી વશેક મળતા ઠરેલારે. કેવું. ૬
ચોર ઠાંઠ કહેતા હુતા, તમને ઉંધી મતીના અસુરો;
તેવી ઉપમા દે મુજનેછે, કહે છે સર્વ લક્ષણુમાં પુરોરે. કેવું. ૭
દ્વેશી ક્ષત્રિ કહેતા હુતા, તમને ભરવાડ નીચ જાતી;
તે પ્રમાણે મુને કહે છે, કેં દુષ્ટ મતીના જ્ઞાતીરે. કેવું. ૮
ચાળા ચઠકા લટકાવાળા, કહી નાંખતા તમને ઉવેખી;
તેમ મને ઉવેખતાછે, એવી અદેખાને છે અદેખીરે. કેવું. ૯
મામા માશી સાથ સગાંથી, અલેણું તમારે જેવું;
સગાં સહોદર સાથથી છે, મ્હારે પણ દુઃખડું છે તેવુંરે. કેવું. ૧૦
તમને દેખી ઝેર આવતું, જેમ દુષ્ટ દ્વેશીના મનને;
તેમ તમ દાસને દેખતાં છે, દ્વેશ આવે છે દુરીજનનેરે. કેવું. ૧૧
પુંઠે કુથલી કરતા હુતા, દાનવ બુધ અહંકારી;
તેવા પુંઠે નીંદા કરેછે, મારી વાત વગર વિચારીરે. કેવું. ૧૨
તમ ગુણુ જે જાણુતા હુતા તે, માનતાતા કલ્યાણુકારી;
તેમ ગુણુ જાણુ હું દાસને છે, કેંક માને છે સત્ય શુભધારીરે. કેવું. ૧૩
બાળ ગાળમાં ગોપાળજી, સરખે સરખા છીએ સ્વામી;
અસુર હણ્યા ગોવરધન ધર્યોછે, એવાં પ્રાક્રમે કેમ રાખી ખામીરે. કેવું. ૧૪
ખામી રાખી તે ઠીક થયું, બ્રાહ્મણુનો ધરમ એ ન્હોયે;
જગ કીરતી મને ગમીછે, જેથી પાપ નીવારણુ હોએરે. કેવું. ૧૫
શુભ સુખ થાયછે શ્યામજી, મને દુઃખ જેથી તલભારે;
વ્યાસ વલ્લભ સુખ વીનવેછે, રહુ આણુંદ તુજ આધારેરે. કેવું. ૧૬

---

## પદ ૧ લું

રૂગનાથજીનો ખુબ રંગ ખીલ્યો.—એ રાગ.

નહી મળે માયા કે રામજી, આ દુગધામાં; બેઉ ખુએરે બેઉ ખુએ. ટેક.
માયા મેળવી હજાર નાંણા કોયે, મળ્યા સહસ્ર પણ લક્ષજ ન્હોયે;
થયા લક્ષ પણ કરોડ કયાં હોયે. આ દુગધામાં. ૧
મળ્યા ક્રોડ પણ અબ્જજ કયાંથી, મળ્યાઅબ્જ પણ બાકી ખર્વમાંથી;
મળ્યા ખર્વ પણ પ્રાર્ધ થાય શાથી- આ દુગધામાં. ૨
એમ માયાનો નાવે નવેડો, ત્યારે શીદ લે કીનારાનો કેડો;
ખુએ જન્મ પણ આવે ન છેડો. આ દુગધામાં. ૩

માયા મ્હો જાળ છેડો નાવે, સીંધુ જળ તણો તાગ કોઈ લાવે;
એમ પરમાત્મા ઝટ હાથ આવે. આ દુગધામાં. ૪
જેનો તાગ આવે તેને લે ઝાલી, ખરો વ્હની તુ લે ચીત્ત ઘાલી;
ધુમાડીની મુઠી રહે ખાલી. આ દુગધામાં. ૫
વ્હનીરૂપી વિશ્વાધાર ધારો, માયા ભ્રમે શું બાચક મારો;
વ્યાસ વલ્લભની વાત વિચારો. આ દુગધામાં. ૬

પદ ૨ જું.

અહંકાર જુઠ ઝેર મોહ માયા, આ મનથી; મેલી દ્યોરે મેલી દો. ટેક.
અહંકારથી હરી થશે આઘો, ત્યારે તું થૈશ નવરો નાગો;
નહી રહે પાસ પ્હેરવાનો ધાગો. આ મનથી. ૧
જુઠી જીભથી આયુષ તહારૂં ઘટે, પ્રપંચી વેંણુ રોવાને રટે;
તેથી માન મરીયાદા મટે. આ મનથી. ૨
કરે ઝેર જોઇને સુખ પરનું, પુરૂ પડે ન તેના ઉદરનું;
પાછુ ખોવાય પોતાના ઘરનું. આ મનથી. ૩
મોહ મારગે જે ચિત્ત રાખી ચડશે, તેને કર્મ કઠોરાં કનડશે;
અતી આપદા આવીને પડશે. આ મનથી. ૪
માયા મેળવે કરી પાપ માંથે, ખર ખરચી ન જાણે આપ હાથે;
જતાં બાંધે ન પોતાની સાથે. આ મનથી. ૫
માટે ઉપરનાં કૃત ન કરશો, સત્ય મારગનું સુધ ધ્યાન ધરશો;
તેણે સંસારી સીંધુ તરશો. આ મનથી. ૬
નથી ઉચકવો ભાર બોજ ભારી, જીવ જીભ શી દુખે છે તારી;
ઘેલા ગર્વી ગાને ગીરધારી. આ મનથી. ૭
અલ્યા કાચી કણેકની કાયા, જશે છટકીને છે પલછાયા;
માટે આથા તે મિથ્યા માયા. આ મનથી. ૮
અતી ઉમંગ ઉર શિદ આણું, પોતે કરૂણું એમ કેમ જાણું;
કહે જેમ શ્વાન સકટ હું તાણું. આ મનથી. ૯
હાલ હાંથી જઇશ સૂખ પામી, પણ આવશે આગળ પર ખાંમી;
જાણો વ્હાલો વલ્લભનો સ્વામી. આ મનથી. ૧૦

---

પદ ૧ લું.

રાગ ધીરાના પદનો.

જવાનીના જોરેરે, સરવે સુખ લીધુ માણી;
હવે વેળા વીતીરે, પ્રભુ ભજો પાપી પ્રાણી, ટેક.

મોહે ચઢીઆ પાપે પડીઆ, કર્યા કુકર્મ ઉધાર;
પુન્ય જરા જમે ન કરાવ્યું, ડુબ્યા ભવ સંસાર;
માટે રળી લૈએરે, રામ નામ નાણું જાણી.　　　　જવાનીના. ૧
સત્ય અસત્ય જરા ન જોયું, હુઆ મતમાં મુંઢ;
સમજ્યા પછી શિદ ઠોકાવું, આગળ કુડા કુંડ;
લૈયો થાઓ ભેગારે, સમાગમે હેત આણી.　　　　જવાનીના. ૨
બહુ દિવસ બાંધી ગાંસડીયો, કરી કુડ અનર્થ;
છેવટનું ભાતું ના બાંધ્યું, ફેરો વહ્યો વ્યર્થ;
માટે મુકી દૈયેરે, કાળાં કરમની કાણી;　　　　જવાનીના. ૩
પૈસો પ્રેમદા પુરણ પ્યારાં, પણ તે પ્રૌઢજ પાપ;
સ્વાસ સુધી સોશ રહેશે, જોવાના અદાપ;
ખાલી ખેંચી મુઆરે, ઘેલી ઘરની ઘાણી;　　　　જવાનીના. ૪
નિચામાં નિચાં કૃત કીધાં, સમજી શુભ સંસાર;
અપલક્ષણો જાદે જીવનાં, કેહેતાં નાવે પાર;
પુંછ પાપનું થાતેરે, તો તો રેહેત એધાણી.　　　　જવાનીના. ૫
આવ્યો અવસર શાને ભુલે, વડી વેળા વહી જાય;
મન માયાથી દુર કરે તો, વૈકુંઠ વાસો થાય,
માટે મોહમાંથીરે, તન તમે લ્યો તાણી.　　　　જવાનીના. ૬
આ સુખ કરતાં એ સુખ સારૂં, નહી જરા જમ બીક;
શીળે છાંયે સમરણ કરવું, ઠરી ઠામે ઠીક.
જ્ઞાન ઘણેરૂ સુણીરે, નરહરી લેવા નાણી.　　　　જવાનીના. ૭
મુમુક્ષુનુ મંડળ મળો, વગાડો વાજીંત્ર,
અઘોરી ઉંઘેલા જાગો, ચેતો મારા મીત્ર;
હરી વીના ઠાલુરે, એ છે વલ્લભની વાણી.　　　　જવાનીના. ૮

### પદ ૨ જું.

અલ્યા પાપી પ્રાણીરે, મોહ માયા દે મુકી;
ઘુંચાયો તું ઘરમાંરે, શેવા સમરણ ચુકી;　　　　અલ્યા. ટેક.
ચાર પ્હોરની જામની, ચાર પ્હોરનો દિન;
પા પ્હોરે પ્રભુ ન સમર્યો, થયો લાલચમાં લિન;
જંજાળ જુઠી જગનીરે, તેમાં જીવ રહ્યો ઝુકી.　　　　અલ્યા. ૧
છૈયાં દેખીને છેક છાકયો, લડાવ્યાં બહુ લાડ,
તેવાં તહારાં પાપનો, થયો વધીને પહાડ;
મ્હા જોરાવર જમહારે, ધોંલ દેવા રહ્યા ઢુંકી.　　　　અલ્યા. ૨

કોને સાચો કોને જુઠો, દીધો દલાસો દુષ્ટ,
ગ્રહસ્થ થવાને ગાંઠ ગાંઠવા, બાંધી રહ્યા મુષ્ઠ;
હાથે ન વાવરીયુંરે, ઠાંસી થેલી થુંકી થુંકી. અલ્યા. ૩
સ્વારથીયાં છે સાથ સહોદર, હરાંમી અનુપ;
આવિ લાગ્યાં તુજને તે તો, ટાઢાં ઉંદર રૂપ;
તે સૌ ખાશે તહારૂરે, ફોગટનુ ફુંકી ફુંકી. અલ્યા. ૪
તોપણ જીવ જરા ન સમજ્યો, ઝાલ્યો ઉંધો ટેક;
કર્યો દગાના ઘણા ડુંગરા, ઉપર ડુંગરી એક;
વધારીને કીધોરે, પરાઇ નિંધ્યા ભુંકી. અલ્યા. ૫
સુકચ સામટી સહુ સોસના, રહે તજી જગ શોક;
તહારૂ રહ્યુ તહારે ખાવુ, એતો આષા ફોક;
કળીમાં જીવ્યાનીરે, આસા તરછટ ટુંકી. અલ્યા. ૬
મરણ માંથા ઉપર ભમે, શીદ કરેઅભીમાન;
લ્હાવ લેવાની લપ મુકીદે ભાવે ભજ ભગવાન;
વદે વ્યાસ વાણીરે, ધુળ બહુ દીન ભુકી. અલ્યા. ૭

---

## પદ ૧ લું.

### રઘુપતી રામ રૂદેમાં રેહેજોરે; એ રાગ.

લાગુ પરીબ્રહ્મ પ્રભુને પાયેરે, ભક્તિ કરતાં ભાવટ ભાગી જાયે. લા. ટેક.
કૃષ્ણ કેહેતામાં કારજ સરીયાંરે, અંતઃકરણને સુધ કરીયાંરે;
નામ લેતાં ઉંડાણે ઉતરીયાં. લાગુ. ૧
રામને નામે નિતી આવીરે, ચારે પુર્ષારથોને સહાવીરે;
સત્ય સ્વરૂપની સુદ્ધિ બતાવી. લાગુ. ૨
બ્રહ્મા વિષ્ણુ ને શિવ શક્તિરે, કીધી પ્રેરણા વેદાંત લગ્તિરે;
મુળ દરશાવી તત્વની ભક્તિ. લાગુ. ૩
તેહ તત્વ શું ચોટીયું ચિત્તરે, જાણ્યાં સાગર ને સરીતરે;
ક્ષર અક્ષર અક્ષરાતિત. લાગુ. ૪
થયો અક્ષરાતિતથી તારરે, વપુ વિરક્ત તદાકારરે;
દેહ બેડીથી સત્ય સંસાર. લાગુ. ૫
જેમ જેલમાં દેહ જીવ ઘેરરે, ગ્રહી શાસ્ત્ર નિતી પેરરે;
વ્યાસ વલ્લભને થઈ લ્હેર. લાગુ. ૬

## પદ ૨ જું.

હરીના નામનો ટેક મોટોરે, વેદ પુરાણે ના પડે ખોટો. હરીના૦ ટેક.

પરબ્રહ્મ પતિત પાવનરે, છાંયારૂપે છે આવાગમનરે;
કરો મમ કુમતી છેદન. હરીના૦ ૧
પુરશોત્તમ પ્રાણ આધારરે, આ જ્યુની વ્યાધિ અપારરે;
પણ માફી આપો એકવાર. હરીના૦ ૨
કરો કરૂણા અખંડા નંદરે, માયા ફોગટ ફાંસાનો ફંદરે;
તેના આપ છોડાવી દ્યો છંદ. હરીના૦ ૩
પ્રભુ પરમ કૃષ્ણ કૃપાળરે, સહુ દાસ તણા છો દયાળરે;
લેજો શેવકની સંભાળ. હરીના૦ ૪
વિષય ભોગમાં જીવ ભરમાયોરે, કુમતીમાં નહીં કરમાયોરે;
શુભ સમરણમાં સરમાયો. હરીના૦ ૫
આપ શર્ણ લ્યો અક્ષરાતિતરે, તમ ચરણે રાખો મુજ ચિત્તરે;
વ્યાસ વલ્લભ ગાય ગુણ ગિત. હરીના૦ ૬

---

## પદ ૧ લું.

### નંદના લાલજીરે—એ રાગ.

અભાગી જીવડારે, તેંતો આયુષ તહારૂં ખોયું;
અવની અવતરીરે, શું શોધન કરીને જોયું. ૧
માહા મોહ જાળમાંરે, થઇને બેઠો તું ઘરબારી;
સત્ય માની રહ્યોરે, છૈયાં છોકરડાં ને નારી. ૨
બંધવ બેનડીરે, સગાં માન્યાં મા ને બાપ;
હરી સમર્યો નહીરે, તારો કેમ ટળે તન તાપ. ૩
હતો તું બાળકોરે, ત્યારે ઘી સાકર નો આર;
જવાની ઉપજીરે, કીધા સ્વાદે શાક વઘાર. ૪
સુવા સેજડીરે, લીધા વિધ વિધના વઇભોગ;
ઘડપણ આવીયુંરે, થયો કફ પીત વાયુ રોગ. ૫
બે ચાર દીકરારે, નારી વરી રેહે તે જર્ણ;
ભાવ પુછશે નહીંરે, તારે મરે તું ઘશીને ચર્ણ. ૬
જીવ ગયા પછીરે, તને તાણી બાંધશે બંધ;
રડશે કુટશેરે, કરશે મોં ઉપરનો ધંધ. ૭
મશાણે મુકશેરે, કરશે કાષ્ટ ચિતા તૈયાર;
સૂઆડે તેહમાંરે, સુઈશ કેમ સેજ તણા સૂનાર. ૮
વ્હાલાં તાહારાંરે, તુને દેશે અગની દાગ;
સ્વાદ મોઢા તણોરે, તે મોઢા પર મુકશે આગ. ૯

ખોરી ખોરીનેરે, દહન કરી કાઢશે મૂળ;
પછી તુજ નામનેરે, લખી ઉપર વાળશે ધુળ. ૧૦
નારી તાહારીરે, થાશે રંડાપે તૈયાર;
વસ્ત્રો નવ નવાંરે, ધરશે અંગે સૌ સણગાર. ૧૧
અરચા તાણશેરે, કુમકુમ રોળીને કપાળ;
જાણે વહુ વિન્હાતિયાંરે, થૈ ખુણાની લે સંભાળ. ૧૨
ભટકવું મટી ગયુંરે, બાર મહીનાની વળી નિરાંત;
સહુ સગાં મળીરે, ધારી કરવા તહારી ન્યાત. ૧૩
શિધાં લાવવારે, લાવે શુકનમાં સબરસ;
ન્યાત તૂજ નામનીરે, પણ કરનારાં લેશે જસ. ૧૪
ગળપણ વાવરીરે, કરે ગળ્યાં સૌનાં મુખ;
જો તું સુઆતણુંરે, શું થયું સગાંને દુઃખ. ૧૫
જસ દે ન્યાતનારે, ત્યારે હૈડું બહુ હરખાય;
તારા મ્હોતનુંરે, જમના દુઃખનું દુઃખ ન થાય. ૧૬
માટે જીવડારે, મ્હારૂં મ્હારૂં કરે શામાટ;
ત્હારૂં કોઇ નથીરે, વસમી છે જમપુરની વાટ. ૧૭
દુઃખ પડશે ઘણુંરે, ત્યારે છોડાવશે નહી કોય;
પુંઠળ પ્રાણીયારે, તને પસ્તાવો બહુ હોય. ૧૮
પાણી પ્હેલથીરે, ચેતીને બાંધી લે પાળ;
સાચી વ્યાસનીરે, વાણી જાણી ભજ દયાળ. ૧૯

પદ ૨ જું.

પાપી પ્રાણીયારે, ત્હારો અમુલ્ય અવસર જાય;
કમાણી ખરેખરીરે, ત્હારી આવેલી ખોવાય. ૧
વિષય સુખ કારણેરે, રાત દિન ધંધો કરવા ધાય;
પણ એ સુખડેરે, અચળ રહેશે નહી સદાય. ૨
જો સ્વપ્ના મહીરે, મ્હોટો બને રાજ ધીરાજ;
ઘેર રથ ગોડલારે, થાયે નોબતના અવાજ. ૩
છડીદાર આંગણેરે, રાખે રાણી દસકે બાર;
હુકમ તુજ હાથમાંરે, સુખડુ સ્વપ્નાનું અપાર. ૪
જુએ જાગીનેરે, તો તેમાંનુ નહી તલ ભાર;
નીસાસો નાંખીનેરે, પાછો મન વાળે ગુમાર. ૫
ત્યારે પ્રથમથીરે, તહારૂં મન વાળી તું બેશ;
ધાર્યું બને નહીરે, માટે છોડ ત્રષ્ના તુ નેશ. ૬

સ્વપ્ના તુલ્ય છેરે, આતો સંસાર કેરૂ સુખ;
મિથ્યા થઇ જશેરે, તે વેળા વિકાશીશ મુખ. ૭
નિત્યના પ્રલયમાંરે, જેવું સ્વપ્નાનું સુખ થાય;
નિમિત પ્રલય લગીરે, આતો સુખડું સત્ય દરસાય. ૮
મુંમત મુકીનેરે, સાચું સુખ હરી પદનું ઝાલ્ય;
વ્યાસ વલ્લભ વદેરે, ચાતુર નર ચેતિને ચાલ્ય. ૯

## પદ ૧ લું.

### ડુંગર પરી રેક્તાનો રાગ.

જો લ્યા જીવ વાત વિચારી, છેવટ ગત્ય શી થશે ત્હારી. ૧
તું આવ્યો આ દેહમાં કયાંથી, સગાં ત્હારાં માંન્યાં તેં શાથી. ૨
ગયે જન્મે તું કોણ હતો, કહે દીકરો તું કોનો થતો. ૩
થયો જેને તેને પરહર્યો, આવી અહીં બાપ બીજો કર્યો. ૪
કર્યા બાપ જીવ હતા જેટલા, હજી કરવા ધાર્યા કેટલા. ૫
જ્યાંને ત્યાં તુંથે રહ્યો બેટો, પડયો મુળ બાપથી છેટો. ૬
ઘણા તાત તેં કર્યા પાપી, કોયે તારી કષ્ટી નવ્ય કાપી. ૭
ગયો જ્યાં ત્યાં મજુરી કરી, ન બેઠો તું કોઇ ઠામે ઠરી. ૮
રળી ખપી ધામ તેંનાં ભરી, ગયો જખ મારીને નીસરી. ૯
તેવી રીતે જૈશ તું અહીંથી, ન પામ્યો લાભ તું કંઈથી. ૧૦
બધે ખોટ ખાઇને ખપીયો, જરા જગદીશ નહી જપીયો. ૧૧
વારંવાર દેહ ધરી શું કર્યું, પરાયાનું રણ રળીયા ભર્યું. ૧૨
જેવો બેલ ઘાંણી માંહી ફરે, ફરી પુરૂ ઘાંચી કેરૂ કરે. ૧૩
કરે પુરૂ પણ પામે પુળો, ન કરે તો ભોંકે લોંહ સુળ્યો. ૧૪
ભોંકી સુળ તુજને તે દમે, રળે તું ને ઘાંચી તત્વ જમે. ૧૫
તેવું તાહરૂં રહેલું જેહ, જમે તત્વ હોય ઘરનાં તેહ. ૧૬
તૂને તો મળ્યા કરે પેટીયું, ઘણા જન્મ દુઃખ તેં વેઠીયું ૧૭
કોઇ જન્મ શાન્તી નવ્ય વળી, ઝાલીલે શ્રી નાથ જ્ઞાને પળી. ૧૮
જશે જન્મ મ્રત્યુ તારૂ ટળી, વદે વાણી વ્યાસ જ્ઞાને ગળી. ૧૯

## પદ ૨ જું.

જો લ્યા જીવ શી ગતી થાશે, આજ કાલ કાળ લૈ જાશે. ૧
જે વેળા દેહથી છુટયો, તે વેળા ખાઇશુ જુતીયો. ૨
ઝાલી જમ માર મારે અતી, દયા દલમાં ન રાખે રતી. ૩
જેવિ મતી તેવી થાશે ગતી, સગાં છોડાવવાનાં નથી. ૪
ઘેરે જમડા કરી ઘેરો, પડે માર મુદગળ કેરો. ૫

અરેરે એ કેમ ખમાશે, સહન શી રીતથી થાશે. ૬
કહ્યું જો સત્ય માને નહી, દેઉ દ્રષ્ટાંન્ત જોતુ અહી. ૭
જેવો તસ્કર ચોરી કરે, કરંતાં ભય નવ્ય ધરે. ૮
ધરે નહીંને કરે ચોરી, ગ્રહે રાજ દુત ધાઇ ઘોરી. ૯
કેવો ભુજ બાંધીને તાણે, ત્યારે ઘણી કષ્ટી મન આણે. ૧૦
પહેલો ભય ભાખ્યો નહી જેવો, નથી તુને જમ ભય તેવો. ૧૧
નથી ભય તે થશે સાચુ, નહી રહે કષ્ટમાં કાચુ; ૧૨
દેઇ કષ્ટ આપે ચોરાશી, પાછી પડે કંઠમાં ફાંશી. ૧૩
કદી થાય દેહ જળચરનો, રહે ભય નીત્ય ઢીંમરનો. ૧૪
કદી ફળચર દેહ ધરે, તે વેળા પાર્ધિ કાળ કરે. ૧૫
કદી વનચર દેહ મળી, બને હય હાંથી ઉંટ વળી. ૧૬
બળદ ખર પાડો થૈ પડીયો, તે વેળા ઘાટ ઘણો ઘડીયો. ૧૭
થયો હય તો પલાણ કરે, જેને તે બેશીને સંચરે. ૧૮
કદી ગજરાજ દેહ ઘડી, બેસે સાત પાંચ બાર ચડી. ૧૯
કદી થયો ઉંટ કો ટાણે, બરાડે ને સ્વાર પલાણે. ૨૦
બળદની દેહ કદી ધરી, ખેંચી ખાંધ પર ધરે ઘોંસરી. ૨૧
કદાચિત્ત ખર દેહ થયો, તોતો બણુ મોતે માર્યો ગયો. ૨૨
નાંખે પીઠ પર ગુણા ઘણા, પુંઠે દે દે કરે ડફણા. ૨૩
કદી પાડો થૈને અવતરે, પાણીની પખાલ પીઠે ભરે. ૨૪
એવી રીતે મહા મ્હેનત પડે, કદી કાળ થાક તુજને ચડે. ૨૫
ચડે થાક તેથી ચાહ્ય રડે, ન ઉઠેતો છેકાછેક છડે. ૨૬
કરાવ્યું ન કરે તો કનડે, મારી જખ કામ કરવું પડે. ૨૭
એવું એવું દુઃખ પડશે ઘણું, નહીં કોઇ દયા લાવે ક્ષણું. ૨૮
અરેરે એ દિન કેમ જાશે, ચોરાશી કેમ વેઠાશે. ૨૯
એવી સહુ વાત વિચારી, જનમ તહારો નાંખ સુધારી. ૩૦
પુરણ પામીશ પછી કષ્ટી, જનાવરને તું જો દ્રષ્ટી. ૩૧
માટે તૂ ઉગાર્યે સૌ ફેરી, સાચી વાત વ્યાસજી કેરી. ૩૨

## પદ ૩ જું.

સમજ સંસાર સબ જુઠા, જેસા ધુમારકા મુઠા. ૧
પક્ષા પ્યાર ઉરમે ઉઠા, તેરા તબ કીશમત ફુટા. ૨
ખોદાયે આદમમે હારા, નાસુકા કર્લે પોકારા. ૩
ખોદાકા વહી બન પ્યારા, ઇસ્મેસે હોયગા ગુજારા. ૪
તું આયા જબ યા છોટા, તેરે તબ નાહી થા તોટા. ૫

પીછે ખેલ કર લગે ખોટા, ઘુચાયા ઘરૂકા ગોટા. ૬
ઓરત દીલદાર તું લાયા, ખુશીસેં ખાન ખુબ ખાયા; ૭
પીછુંસે. આરામ બીછાયા, ખોદાકા ખેલ નહીં પાયા. ૮
મોહી મોંહોબતમેં ચડા, રહેતા તાજગીરમેં ખડા; ૯
પાપુકી પખલ મેં તું પડા, મચાયા ખેલ બ્હોત બડા. ૧૦
કપટ કર ન્હાય વાંસે લાના, દામકા દર્દે દીવાના; ૧૧
મજેમેં હો જાત મસ્તાના, જરૂર એક દીન મર જાના. ૧૨
સાહેબકું યાદ નહીં લાતા, તેરા દીન જલદીસેં જાતા; ૧૩
વલ્લભ મોહોસેં ગજલ ગાતા, ખોદાકું યાદ નહીં આતા. ૧૪

## પદ ૪ થું.

સમજ પ્રાનલાલ તું મેરા, આલમમેં કુછ નાંહી તેરા;
ફીસા કર ફીરતા ફેરા, જંગલુંમેં હોયગા ડેરા. ૧
ધનિકી ધેનું હેં લાલા, ચરાવન જાત ગોવાલા;
કણુએ ન દેખે પય પ્યાલા, નક્કામા દલાલ કર ડાલા. ૨
માલીક બીન કેહે માયા મેરી, સમજ મન તું નહી તેરી.
સબી ચિજ હે ખાવન કેરી, લીયા જુઠ જાત મેં ઘેરી. ૩
સક્ત સપટાઇ જાવેગા, પેટ ભર જુતી ખાવેગા;
ચોરાશીમે ફીર આવેગા, જબી હરી ગુન ગાવેગા. ૪
ઉંધા સુધા કરદે પ્હેલા, ગરવ સબ છોડદે ઘેલા;
જુઠા હામ દામ હવેલા, હોજા સત ગુરૂકા ચેલા, ૫
સમાગમ સત્ય હોવેગા, સંગ સાબુ મેલ ધોવેગા;
જીકર જીનગાની ખોવેગા, પીછુસે આપ રોવેગા. ૬
જ્ઞાન ધ્યાન દાનમે રેહેના, આદમ દેહ લ્હાવ એહી લેના.
સુખ દુઃખ સમ તુલ્ય રહેના, સમજ સચ પ્યાસકા કેહેના. ૭

---

## પદ ૧ લું.

### સારૂં સારૂંરે સુરત શહેર એ રાગ.

ભજો ભજો ભાઇ ભજો ભગવાન, ભજન વણ સહુ ખોટુ;
તજો તજો ભાઇ તજો અભિમાન, તજ્યા વણ પાપ મ્હોટુ. ટેક.
ભગવત ભજવા અભિમાન તજવા, સજવા સુકૃત કામરે;
અમુલ્ય દેહ આ મનુષ્યનો મળીયો, સોધી લેવુ સુખ ધામ. ભ. ૧
ભજવાથી શું ભાગી પડેછે, ન ભજવે શું સુખરે;
અભિમાન રાખે શું કમાયો, તજવાથી શું દુઃખ. ભજન. ૨

કહે કૃષ્ણ કૃષ્ણને રટ રામ રામજી, કર્યં બ્રહ્મ બ્રહ્મ ઉચ્ચારરે;
ગોવિંદ ગોવિંદ ગા ગોપાળો, પ્રભુ પ્રભુ કર્ય પોકાર. ભજન. ૨
હરી હરી હરનિશ બોલને બાપુ, સદા સુખકારી તેહરે,
ભજન કર્યે ભય ભાગે ભવનો, મટે ચોરાશી દેહ. ભજન. ૪
સ્થુળ સુક્ષમથી મુક્ત થઈજા, બ્રહ્મ પદમાં તદરૂપરે;
વ્યાસ વલ્લભ ભણે હણતુ ઉપાધિ, તે ઉત્તમ અનુપ. ભજન. ૫

પદ ૨ જું.

સુણો સુણો સત્ય ધરમી લોક, કળજુગની કરણી;
જોઈ જોઇ ઉપજે મન શોક, કહુ વારતા વરણી. ટેક.
કળયુગ વારે ઘણે કુધારે, ચાલે હરીના દાસરે;
કાળજડામાં કાતી કરોડો, મ્હોઢામાં મીઠાશ. કળજુગ. ૧
જય જય કરતાં નર નાર ફરતાં, માળા રાખે પાસરે;
કોઈ દીન હરીજન મેંમાન પધારે, પડે રૂદેમાં ત્રાસ. કળજુગ. ૨
હસ્તે મુખડે આવો એમ બોલે, હઇઆમાં સંતાપરે;
બેસો કહી બારણે બેસાડે, કયાં આવ્યું આ પાપ. કળજુગ. ૩
સાળો કે દીઅરીયો આવે, તો ઉપજે ઉમંગરે;
પધારો પધારો કહી ઓરડામાં, ઢાળી આપે પલંગ. કળજુગ. ૪
હરીજનને દે કણકી કોરમું, બાફી ખાઓ ઘર મ્હારરે;
દીયર સાળાને હુંનાં પાણી, ઘણા ઘીના કંસાર. કળજુગ. ૫
જળ હરીજનનું લાવતાં બબડે, નર નાર માંડે જુધરે;
દીયર સાળાને જળ માગતામાં, લાવીને આપે દુધ. કળજુગ. ૬
ખબર ન પુછે હરીજન કેરી, મુખ મરડીને જાયરે;
દીયર સાળા સંગ હશીહશીને, વાતનો હરખ નમાય. કળજુગ. ૭
સગાંને સારૂ સેજ્યો સુધારે, તળાઇ ઉશીકાં અનેકરે;
હરીજનને પાથરવા આપે, ગોદડી ગાભો એક. કળજુગ. ૮
સગાંને ખેંચ તાણ કરીને, રાખવા આતુર થાયરે;
હરીજનને મશેમશે બોલીને, તરત કરે વીદાય. કળજુગ. ૯
છેવટનો સગો હરીજન મુકી, સ્વારથી સગો ચહાયરે,
વલ્લભ વદે એવા ભક્ત કુડીલા, કો કાળે મોક્ષ ન જાય. કળજુગ. ૧૦

---

પદ ૧ લું.

સાધુ તો જેને કહીએરે—એ રાગ.

બીવેકે વિચારોરે, સત્ય વસ્તુ શોધવાને;
મીથ્યા શું પોકારોરે, સત્ય વસ્તુ શોધવાને. ટેક.

રવી રવી બુમો પાડે, ન થાયે પ્રકાશ;
ખરો રવી પ્રગટે ત્યારે, તીમીર પામે નાશ. વિવેકે. ૧
ઉંઘમાં લવે હું જાગું છું, પણ તે કેમ મનાય;
વગર ખાધે ખાઉછું એવું, બોલે ભુખ ન જાય. વિવેકે. ૨
નગ્ન કહેશે દીપુંછું પણ, વસ્ત્ર વિનાનો નર્શ;
જળ વીના જળ પીઉછું કહે, છીપે નહી તર્શ. વિવેકે. ૩
ઘર મધે હું બેઠોછું, રસ્તામાં કહે કોય;
મનથી માની લેછે ઘર પણ, ઘરનું સુખ નવ હોય. વિવેકે. ૪
કાગળ ઉપર વ્હેની વ્હેની, લખો બહુ વચન;
તે લઇ રૂમાં દાટે પણ, ન થાયે દહન. વિવેકે. ૫
સાચો વ્હની જો અડેતો, રૂ પ્રલે થઇ જાય;
વલ્લભ કહે છે ભકત કળીના, પ્રગજળ દેખી ન્હાય. વિવેકી. ૬

## પદ ૨ જું.

જોયા જોયારે, હરીજન જગતના;
બહુ રીતે વરત્યારે, ભારે ભેદ ભગતના. ટેક.
ભક્ત થઇ માળાઓ પહેરે, ટીલાં તાણે મોટાં;
કૃષ્ણ ગોપીનો સંવાદ ગાયે, વાયક વદે ખોટાં. જોયા. ૧
ગ્રેહે ભરેલા કવી લોકે, ગ્રેહેની વાણી ગાઇ;
સખી ભાવે ભજુ, એવી કાઢી અતુરાઇ. જોયા. ૨
ગરબી ગજલને લાવણીયો, ઠુમરીયો તો ઝાઝી;
મધુર ભાંખે, આડી આંખે, ગાએ ગાજી ગાજી. જોયા. ૩
નામ બાપનું કામ આપનું, નેન ઘણેરાં મારે;
કાન ગોપીને વળગી ઉભા, જગોણું પોકારે. જોયા. ૪
માનનીયોને મોહ ચડાવા, ગાયું એવું એવું;
સપુત સુત પિતાને વગોવે, એથી અધર્મ કેવું. જોયા. ૫
ભાગવત મધે દસમસ્કંધે, રાસલિલા ગવાણી;
તેથી પણ જાદે ગ્રહે ગાઇ, જગ્ત કર્યું ધુળધાણી. જોયા. ૬
મુળ પાઇઓ જોવા જાવતો, ભાગવત ચાતુર સ્લોકી;
તરણનો મેરૂ કર્યો અહી, ગ્રેહીની વાતો ઝોકી. જોયા. ૭
ચાંર સ્લોકમાં આવડી લિલા, કહો ભાઈ કયાં સમાણી;
ગ્રેહેવાળાની ગ્રેહે વાણી તે, ગ્રેહેવાળે વિખાણી. જોયા. ૮
સખી ભાવ નવધા ભક્તિમાં, કોઇ કાઢી બતાવો;
શખા ભાવને શખી ભાવ કંહી, શીદ સહુને સમજાવો. જોયા. ૯

હયાના ભૈયા કાઢીને, ગપોડાં ગોઠવિયાં;
જેને જેવાં ગમ્યાં તેવાં, ઉટાંગો ઓઢવિયાં. જોયા. ૧૦
પણ બુદ્ધિ સરવે પ્રાણીમાં, આપી છે શ્રી હરીએ;
તેમ છતાં ગપાષ્ટકોનો, તોલ કેમ ન કરીએ. જોયા. ૧૧
બોલતણો તો તોલ ન જાણે, કરે સુમતનો ધંધો;
મ્હોટા થવા સુમત ઝાલે, વ્યાસ કહે તે અંધો. જોયા. ૧૨

## પદ ૧ લું

રાગ પરજ.

અહો રામ રામરે, દેહ ગયે દુનિયાં ગઇ;
ગયાં નાત જાત તાતરે, ગયાં બૈરાંઓને બાળકાં;
ગયાં ભગનીને ભ્રાતરે. દેહ ગયે દુનિયાં ગઇ. ટેક.
અહો રામ રામરે, પંડે ગયા કે ગઇ ગાવડી;
ગયો સકળ સંસારરે, ગયાં ઘર બારને ગાદીયો;
ગયાં વિતને વ્હેપારરે. દેહ ગયે દુનિયાં ગઇ. ૧
અહો રામ રામરે, ગયાં આભુષણ અંગનાં;
ગઇ સુખ સજ્યાયરે, ગયાં મંચકને માળીયાં;
કેડે કાગવાષ થાયરે. દેહ ગયે દુનિયાં ગઇ. ૨
અહો રામ રામરે, કોમળ પથારીએ પ્હોડતાં;
તેતો પ્હોઢયા કાષ્ટ માંયરે, ઓઢવાને ઉંચાં નીચાં લાકડાં;
અંગ ઉઘાડાં દેખાયરે. દેહ ગયે દુનિયાં ગઇ. ૩
અહો રામ રામરે, મધુરે મ્હોઢે પાન ચાવતા;
પડી તેને મ્હોઢે આગરે, ઉષ્ણ રૂતુયે અંગ જાળવ્યું;
તેના પર્જળાવે પાગરે. દેહ ગયે દુનિયાં ગઇ. ૪
અહો રામ રામરે, ઉંદર ખોદે ને ભોરંગ ભોગવે,
કીડી સાંચી સાંચી જાયરે, કણ મેળવેલા કંઇ કાળના;
તેતર ખોદી ખોદી ખાયરે. દેહ ગયે દુનિયાં ગઇ. ૫
અહો રામ રામરે, કોયલને ઉછેરે કાગડો,
જાણી પોતાનો સાથરે, છેવટે ઉડીને જાય જાતમાં;
પેલો કાગ ઘસે હાથરે. દેહ ગયે દુનિયાં ગઇ. ૬
અહો રામ રામરે, ઘણા ગયા છેયાં છત છોડીને;
ઉડે હવેલીયે કાગરે, ભલેરા મ્હોલે ભમ્યાં ભુતડાં;
સળ્યાં શીશવોને સાગરે. દેહ ગયે દુનિયાં ગઇ. ૭

અહો રામ રામરે, બેઠી કાપડમાં કસારીયો,
લુણો લાગ્યો ઘર ભીંતરે, ઉધેઇ લાગી ઉભે થાંભલે;
લોક લુંટી ગયું વિતરે. દેહ ગયે દુનિયાં ગઇ. ૮

અહો રામ રામરે, ભુલ્યો તે ભટકાયો ભોગમાં;
અંતે તૂટી ગયો તોડરે, વલ્લભ વદે ચેતિ બોલજો;
જોડ઼ે શ્રી રણછોડરે. દેહ ગયે દુનિયાં ગઇ. ૯

## પદ ૨ જું.

અહો રામ રામરે; મ્હારૂ મ્હારૂ કેહેતાં કંઇ મરી ગયા;
ત્હારૂ નહી તલ ભારરે, પોતાનું હોય તો જાયે નહી;
જીવ કરી લે વિચારરે. મ્હારૂ મ્હારૂ કહેતાં કંઇ મરી ગયા. ટેક.

અહો રામ રામરે, ભીખારી હતા તે ગ્રહસ્તો થયા;
થયા ગ્રહસ્ત ગરીબરે, સોનાને થાળે જમતા હુતા;
તેને ના મળી ઠીબરે. મ્હારૂ મ્હારૂ. ૧

અહો રામ રામરે, નગર ઠેકાણે ઝગર થયાં;
થયાં સુસરાં શેંમરે, શેંમને ઠેકાણે પાધર પડયાં;
અનાદી ચાલે એંમરે. મ્હારૂ મ્હારૂ. ૨

અહો રામ રામરે, ઉકરડે ઉપડી હવેલીઓ,
હવેલીના ઉકરડાયરે, રાજા હુતા તે થયા રાંકડા;
થયા રાંકડા તે રાયરે. મ્હારૂ મ્હારૂ. ૩

અહો રામ રામરે, એકના અનેક સુત ઉપન્યા;
થયા અનેકના એકરે, વસ્તારી કેહેવાયા વાંઝીયા;
વાંઝીયાના અનેકરે. મ્હારૂ. ૪

અહો રામા રામરે, બેસતા ઘોડલે ને ગાડીએ;
તેને ન મળ્યાં ઉપાનરે, જરીયાંનો ચરણમાં ચોળતા;
તેનાં ઉઘાડા વાનરે. મ્હારૂ. ૫

અહો રામ રામરે, જર તણું જોર માતુ નતુ;
તેનાં નર્મ થયાં ગાત્રરે, કુપાત્રે સુપાત્ર નિકળ્યા;
સુપાત્રોના કુપાત્રરે. મ્હારૂ. ૬

અહો રામરામરે, હોયને જતુ રહે પલમાં;
નવ્ય હોયને થાયરે, દશા વિશી સહુને ખરી;
મુંઢ મિથ્યા કુટાયરે. મ્હારૂ. ૭

અહો રામ રામરે, તેવડ તહારી રેહેશે નહીં;

કરે વલ્લભ હોડરે, વેળા વેળાની છે છાંયડી;
બોલો જેજે શ્રી રણછોડરે. મ્હારૂ. ૮

પદ ૩ જું.

અહો રામરામરે, જોને આ સાર સંસારનો;
ત્હારે મુએ કોને શોકરે, ચોકામાં ચીજો ઉતારશે;
મિથ્યા મુકશે પોકરે. જોને. ટેક.
અહો રામ રામરે, રોતાં રળેલું પુછશે;
માગી લેશે હીસાબરે, તૂ કહે કેડે વાવરવા;
તેનો નહીં દે જવાબરે. જોને. ૧
અહો રામ રામરે, એમ કરતાં મુકી દેહડી;
સગાં સાથ સહુ રોયરે, નઠ્ઠારો જાણી ઉપાડશે,
ઘડી રાખે નહી કોયરે, જોને. ૨
અહો રામ રામરે, નારી તહારી નવે લુગડે;
સજી અંગ સણગારરે, કોરાં કાંકણ કર પ્હેરીને;
નીસરે ઘર બ્હારરે. જોને. ૩
અહો રામ રામરે, કપોળે કુમકુમ રોળીને;
શીશે સીંચે ધુપેલરે, થાય જાણે વહુ વિવાતીયાં;
જુઓ રાંડયાનો ખેલરે. જોને. ૪
અહો રામ રામરે લોક લાજે તને કુટશે;
રોશે એક દીન રાતરે, ચુડી કરમ કરીને વહૂ;
દાહાડે કીયાની વાતરે. જોને. ૫
અહો રામ રામરે, ભંડાર ભોંયરાં ઉઘેડશે;
નહી નીકળે કહાપરે, નિસાસો નાંખી તુજને;
દેશે કળકળી શ્રાપરે. જોને. ૬
અહો રામ રામરે, જડે જરતો ખુશી થશે;
હશે વાવરો વીતરે, ભોજન કરો ભાતભાતનાં;
માન્ય માગવામાં ચિત્તરે. જોને. ૭
અહો રામ રામરે, ઓહો કરીને ઉભા રહે;
સહુ સગાનો સાથરે, મારે તડાકા ટાઢા થઇ;
જોઇ રહે વાટ નાતરે. જોને. ૮
અહો રામ રામરે, કરાવો ઘેબર ગલપાપડી;
પડાવો પકવાનરે, ગળ્યાં જમણ તે મુઆતણાં;
એ તો કાણ કે જાનરે. જોને. ૯

અહો રામ રામરે, મીઠાં મોઢાં થાય લોકનાં;
જસ લે પરીવારરે, તારા કરમના કોયલા;
તહારૂ દુઃખ દિન ચારરે. જોને. ૧૦
અહો રામ રામરે, નામ તહારૂં નેવે મુકીયું;
ટાળી તનનો ઉચાટરે, નાત સાથ ખવરાવે ખુશીથી,
પોતાને ખાવા માટેરે. જોને. ૧૧
અહો રામ રામરે, તુજ કાજ કોઇ કરે નહી;
કરે સ્વારથી કામરે; સુખે કે દુઃખે તુને રડે;
તપાશી લે તમામરે. જોને. ૧૨
અહો રામ રામરે. સુખડું દીધેલું સાંભળે;
રળી લાવ્યો તો એહરે; જીવ્યો હોતે તો વધુ લાવતે,
તને રડવાનું તેહરે. જોને. ૧૩
અહો રામ રામરે, દેવું દેવાનું દુઃખ હોય તો;
રૂવે વારમ વારરે, જીવ્યો હોતે તો રણ વાળતે;
તને તેના પોકારરે. જોને. ૧૪
અહો રામ રામરે, કાંતો ઓથ સારૂ લોથને રડે;
સહુ સ્વારથ કાજરે, પણ તું કયાં પડયો હઇશ જીવડા;
તેની કોઇને નહી દાજરે. જોને. ૧૫
અહો રામ રામરે, હશે તુંને સુખડું કે દુઃખડું;
તેનો ન કરે વિચારરે, સ્વરગે રહ્યો કે નરકે ગયો;
મળ્યું માન કે મારરે. જોને. ૧૬
અહો રામ રામરે, સ્વાનને સ્વરૂપ કદી આવીયો;
પેસવા ઘરમાંયરે, ઉઠે લઈને લાકડી;
તહારૂં ચાલે નહી ત્યાંયરે. જોને. ૧૭
અહો રામ રામરે, જીણી દ્રષ્ટીએ જો જીવડા;
માયા મોહ તન તોડરે, વલ્લભ વદે સહુ બોલજો,
જેજે શ્રી રણછોડરે. જોને. ૧૮

પદ ૪ થુ.

અહો રામ રામરે, રૂંગ બંગ ઢંગ ગયો અંગનો;
થયું ઘરડેરૂ ગાત્રરે, ચક્ષુ ગળીને ઉંડાં ગયાં;
નરમ થઇ નસો માત્રરે. રંગ. ટેક.
અહો રામ રામરે, દંત પડયાને ડાચાં મળ્યાં;
સુધ્ય વદી ના શકાયરે, ચરણો ચાલતાં ધ્રુજી પડે;

કંપે થરથર કાયરે. રંગ. ૧
અહો રામ રામરે, વાત કરંતાં લાળ નીસરે;
આવી કાનમાં બ્હેરાશરે, નાશીકા ચુએ ગંદી ગોબરી;
કોઇ બેસે નહીં પાસરે. રંગ. ૨
અહો રામ રામરે, જવાનીમાં રળીને મરી ગયા;
પડ્યુ પુત્રોને ભોગરે, એટલે સગા થયા નારના;
કોણ જુએ મારો રોગરે. રંગ. ૩
અહો રામ રામરે, ઓસડ વાસડ કોઇ ના કરે;
કેહેવા જાઉં કદી કાંયરે, વહુ બહુ હાઉ કરી ઉછળે;
ઘશી કરડવા ધાયરે. રંગ. ૪
અહો રામ રામરે, કહૂં સુતને તો સુણે નહીં;
વહુ કેડ લઇ વાતરે, દીકરા ડાહ્યા કરે દાંતીયાં;
કેહેસે મેરને તું તાતરે. રંગ. ૫
અહો રામ રામરે, ઘડપણમાં ગણ્યાં ગાંડીયાં;
જોડે ઘરડી થઇ નારરે, હુંકારા હુંકારા કરે સહુ;
વહુઓના કારભારરે. રંગ. ૬
અહો રામ રામરે, સાંચી સાંચી દીધું સુતને;
ક્યાંથી કરૂ કાંઈ દાનરે, કોડી માગેથી મળે નહીં;
આપે થાઉં હેરાનરે. રંગ. ૭
અહો રામ રામરે, ઘરનું વગોણું કરૂ બારણે;
તેમાં શો વળે દંનરે, લોક ઉલટા હાંશી કરે;
ખુશી થાય દુરીજનરે. રંગ. ૮
અહો રામ રામરે, જવાનીમાં માળા ન ફેરવી;
ધર્યું નહી હરી ધ્યાનરે, આશાએ ઉછેર્યાં બાળકાં;
રણુ ભર્યું ભગવાનરે. રંગ. ૯
અહો રામ રામરે, મ્હારાં ધારી મોહી ગયો;
થયો કરમનો વાંકરે, જોબનમાં જરા નવ જાણીયું;
જખ મારી થયો રાંકરે. રંગ. ૧૦
અહો રામ રામરે, અમલ ઉતર્યો હવે આપનો;
થયાં રાણીયોનાં રાજ્યરે, અધીકાર એક પાપી પેટનો;
તે પણ લોક લાજરે. રંગ. ૧૧
અહો રામ રામરે, ઓસીઆળો અવતાર આવીયો;
પરવશ નારી નરરે, કાળ આવ્યો ને મુકી ચાલીયો;
ભર્યાં ભાદર્યાં ઘરરે. રંગ. ૧૨

અહો રામ રામરે, આપે ન વવરાયું આપનું;
થયા અન્ય અધીકારરે, ઠાલાં આવ્યાં ને ઠાલાં ચાલીયાં;
વહી છુટયાં અવતારરે. રંગ. ૧૩
અહો રામ રામરે, કોડી કોડી જોડી માયા મેળવી;
ચોટયું વિતમાં ચિત્તરે, જવાબ શો દઉ જમરાયને;
થયો પાપે ભયભીતરે, રંગ. ૧૪
અહો રામ રામરે, પુંઠે પસ્તાવો બહુ પામીયો;
થઇ ગયો શેડા શેડરે, વ્યાસ વદે ચેતો જવાનીમાં;
બોલો જેજે શ્રી રણછોડરે. રંગ. ૧૫

## પદ ૫ મું.

અહો રામ રામરે જીવ વિંટાયો જંજાળમાં;
માયા મસ્તાની છે છેકરે, મોહ મદમાં જીવ ઝીકીયો;
રહ્યો નહી લોભે નેકરે. જીવ વિંટાયો જંજાળમાં. ટેક.
અહો રામ રામરે, પાપી પેટે પાપો કર્યા;
ભર્યો ભલેરા ભંડારરે, સગાં સહોદર ખૈ ગયાં;
સાથે લીધુ ન લગારરે. જીવ. ૧
અહો રામ રામરે, જમડાયે જીવડાને ઝાલીયો;
દીધો મુદગળ મારરે, પ્રાણ લાલ પ્રાહારથી ત્રાશીયો;
કરે કારમા પોકારરે. જીવ. ૨
અહો રામ રામરે, ચોટલી ઝાલી જમે તાણીયો;
નાંખ્યો ગોખરૂને પંથરે, અણીઆળી અંકુશે મારતા;
ચુંટે ચામડી અત્યંતરે. જીવ. ૩
અહો રામ રામરે, વૈતરણી નદીમાં લાવીયા;
જેમાં રૂધીરોનાં નીરરે, ઝબોળા ખાતો જમે નાંખીયો;
ઘણે દુઃખે ગયો તીરરે. જીવ. ૪
અહો રામ રામરે,જમ રાય પાસ ઝાલી લાવિયા;
ઉભો કર્યો હરામખોરરે, જુહાર કરીને જમ બોલીયા;
લ્યો બાંધી લાવ્યા ચોરરે. જીવ. ૫
અહો રામ રામરે, જમરાયે જોઇ નીચું ઘાલીયું;
દીધા હાથ બે કપાળરે, હુકમ કર્યો નીચું ઘાલીને;
ક્યાંથી આવ્યો આ ચંડાળરે. જીવ. ૬
અહો રામ રામરે, સુણીને દુત લેઈ ચાલીયા;
તાંણી ટાંગ્યો ઉંધે શીરરે, કંપે છે કાળજુ કારમું;
વહે નેત્રોમાં નિરરે. જીવ. ૭

અહો રામ રામરે, છુટવાને વારે વારે વિનવે;
હવે નહી કરૂ પાપરે, આટલી વેળા છોડો મુજને;
કોણ સાંભળે ત્યાં બાપરે. જીવ. ૮
અહો રામ રામરે, જળ વિણ કંઠે કાંટા પડયા;
ક્ષુધા પીડેછે પેટરે, જખ મારી તે હું ભુલીયો;
કરી વાહાલાંની વેઠરે. જીવ. ૯
અહો રામ રામરે, છોકરાંઓએ મને છેતર્યો;
છેતરી ગઇ નારરે, રળી રળીને મેં ભર્યા;
ઘણા ગર્થ ભંડારરે. જીવ. ૧૦
અહો રામ રામરે, સગાં સાથે નવ આવીયાં;
એવી થયું નહી કોયરે, મુજ પેરે જે જીવ ભુલશે;
તેની આ ગત હોયરે. જીવ ૧૧
અહો રામ રામરે, ત્રીસે દીવસ ટાંગી મુકીયો;
આવી જમને દયાયરે, જામીન થઇને છોડાવીયો;
ગયો ગર્ભવાસ માંયરે. જીવ. ૧૨
અહો રામ રામરે, માંને ઉદર મળ વેઠીયું;
નવ માસે પડયો બહારરે, હવે વિચારી ચાલ્યો પ્રાણીયા;
બધો ધુળ છે સંસારરે. જીવ. ૧૩
અહો રામરે, સુણી સહુ સમજી જજો;
સગાં નથી માત તાતરે, સાચુ ન હોયતો લે પારખું;
ગ્રહી બેશ માળા હાથરે. જીવ. ૧૪
અહો રામ રામરે, પાંચ માસ પૈસો ન જોડતો;
જોજે કરડવા ધાયરે, સગાં એ તારાં કે દ્રવ્યનાં;
વાળો ગાંઠ મન માંયરે. જીવ. ૧૫
અહો રામ રામરે, ચેતો ચેતો ભાઇ ચેતી લ્યો;
કહો કૃષ્ણ કર જોડરે, વ્યાસ વાણી સત્ય જાણી બોલજો;
જેજે શ્રી રણછોડરે. જીવ. ૧૬

## પદ ૬ ઠું.

અહો રામ રામરે, દેહ દીધો શીદ દુઃખનો;
માયા માગે સંસારરે, લપટાઇ પડયોછું તે લાલચે;
નથી શેવાતા શ્રી નાથરે. દેહ. ટેક.
અહો રામ રામરે, સાસ્ત્ર વેદની વાત સાંભળી;

તેનો સાર જાણ્યો એહરે, સત્ય સમરણ સમજ્યા વીના;
પડે ચોરાશીમાં દેહરે.                    દેહ. ૧
અહો રામ રામરે, તેનો ભય ભારે મને ભાશીયો;
હવે શો કરૂં ઉપાયરે, માયા ન મુકે મારો કેડલો;
દિનપર દિન જાયરે.                    દેહ. ૨
અહો રામ રામરે, આટલી ઉમર એળે ગઇ;
પણ પામ્યો નહીં થાગરે, જંજાળે જપ્યો નહી નાથને;
કેમ પામું મોક્ષ માગરે.                    દેહ. ૩
અહો રામ રામરે, જેવો તેવો દાસ હરી તાહારો;
જોવો નહીં જરા વાંકરે, ચુકયો હો કદી કોઇ કામમાં;
તોહે જાણજો રાંકરે.                    દેહ. ૪
અહો રામ રામરે, જોઇ જોયું સુખ સંસારનું;
તેમાં નીકળ્યો ન સારરે, આપ વિના કોઇ બેલી નથી;
નથી તુ વિના ઓદ્ધારરે.                    દેહ. ૫
અહો રામ રામરે, અરજ કંગાલની સાંભળો;
માગુ બેઉ કર જોડરે, વ્યાસ કહે તેવું સહુ માગજો;
બોલો જેજે શ્રીરણછોડરે.                    દેહ. ૬

---

## પદ ૧ લું.

સોના સામોતે સુરજ ઉગીયો. એ રાગ.

આજે ભગવત ભજવાનું ટાંકણું, મળ્યો મનુષ વર્ગનો દેહ. આ. ટેક.
ફરી ફરીને આવ્યો છે છેડલો, લાગ્યો નટવર સાથે સ્નેહ. આ. ૧
લક્ષ ચોરાશી શરીર ભોગવ્યાં હતાં નર્કની ખાંણી તેહ. આ. ૨
એવા નર્ક નીવારણ શ્રીનાથજી, વિશ્વંભર વિશ્વનો પતી એહ. આ. ૩
સાચો સ્વામી તે સમજીને ઝાલીયો, તેની પ્રેરણાથી ટળીયો સંદેહ. આ. ૪
કદી જગતના જીવ કેહેશે જુઠડું, કોઇ કેહેશે આ કાઢયો છે વેહ. આ. ૫
એવું જગનું કહ્યુ ન જોશો નાથજી, સઘળું સમજોછો મનમાં હોય જેહ. આ. ૬
વ્યાસ વલ્લભ વળગ્યોછે વીઠલા, જોજો દેતા છબીલાજી છેહ. આ. ૭

## પદ ૨ જું.

ભાઇરે ભજવાની વેળાયો વીતશે, જોને આવરદામાંથી ઓછી થાય. ભા. ૧
ભાઇરે મનુષ દેહ હરીફરી આટલો, પાછા પડીશું ચોરાશી માંય. ભા. ૨
ભાઇરે કાળ કપરો માંથે ટમટમે, જેવો અજાને કસૈ હણવા ચ્હાય. ભા. ૩

ભાઇરે અજ્ઞાને સુમત ઝાલીયો, નહી મરશુ રેહેશુ સદા હાંય. ભા. ૪
ભાઇરે એવું ધારેલું તારૂં જુઠડું, તારૂં ધાર્યું તુંથી ન જીવાય. ભા. ૫
ભાઇરે ડેસ વાગેને ડેકાણે પડે, જોને જોતાં જોતાંમાં ઘણા જાય. ભા. ૬
ભાઇરે ભજવા વધપણે રાખે વાયદો, તેતો તારાથી કેમ કળાય. ભા. ૭
ભાઇરે તુજ પેરે ઘણા ઘણા ભુલીયા, ભુલ્યા તે ડુલ્યા ખાસડાં ખાય. ભા. ૮
ભાઇરે રાત દીવસ રળે રોકડા, દેખી ભકતોથી નવ્ય રહેવાય. ભા. ૯
ભાઇરે ઘડી ન ગાયા શ્રીગોવિંદને, દેખી દેખી વલ્લભ અકળાય. ભા. ૧૦

## પદ ૩ જું.

ભાઇરે ભજન ખરી તરવાર છે, ઝાલો કોઈ સુરા રણ ધીશ. ભ. ટેક.
ભાઇરે કૃષ્ણ રૂપી કટારી ગ્રહો, પછી પડાવો જમડાને ચીસ. ભ. ૧
ભાઇરે ભગવાન રૂપી ભાલો લેઇને, છેદી નાંખો એ ચોરોનાં શીશ. ભ. ૨
ભાઇરે ગ્રહો ગોવીંદ રૂપી ગુપ્તિને, મુકો નસાડી માયાના પોલીસ. ભ. ૩.
ભાઇરે હરી રૂપી હથીઆરથી, રાખો રંગ ભોગ ઉપર રીસ. ભ. ૪
ભાઇરે ભજન રૂપી ધરો ઢાલડી, તુને લડતાં ન વાગે કો દિસ. ભ. ૫
ભાઇરે રણછોડ રટી ને રણ છુટો, વદે વલ્લભ જગમાં જીતીશ. ભ. ૬

## પદ ૪ થું.

ભાઇરે ધન્ય જનુંની હરી ભક્તની વેઠયો ગર્ભ પડયો પરમાણ. ભ. ટેક.
જેણે જનમીને જપ્યા જગધીસને, સાચા સમર્યો શ્રી પુરૂષ પુરાણ. ભ. ૧
ભાઇરે ભક્તિથી કુટુંબ તારીયું, કર્યું ઇકોતેર પેઢીનું કલ્યાણ. ભ. ૨
ભાઇરે ધન્ય એ ભક્તિની માવડી, એનું ઉદર રત્નની ખાણ. ભ. ૩
ભાઇરે હરીજન દાલા ન અવતર્યો, તેતો રંડાએ વીંઢાળ્યો પાષાણ. ભ. ૪
ભાઇરે પાકયો અંગારો પેટ પાપણી, તેની સાત પેઢી નર્ક જાણ. ભ. ૫
ભાઇરે ભકતે જગતમાં જય વરતાવીઓ, વરતે જમપુરીમાં જેની આણ. ભ. ૬
ભાઇરે ભેટો ભક્તને સહુ ભાવથી, જેની ભક્તિ સાચી રાસ ખાણ. ભ. ૭
ભાઇરે જમદુત ત્રાસે છે ભક્તિથી; વદે વલ્લભ વીવેકની વાણ. ભ. ૮

## પદ ૫ મું.

મારે ખરો ભરૂંસો પ્રભુ તમતણો, નથી માત તાત ભ્રાતનો આધાર. મા. ૧
સગાં સહોદર સરવે છે સ્વારથી, વળી સ્વારથી પુત્ર પરીવાર. મા. ૨
પ્રભુ સુંદરી સગી સ્વારથની, એવો સ્વારથી સકળ સંસાર. મા. ૩
પ્રભુ સ્હાય કરજો સુભ કામમાં, નથી બીજો કોઈ સ્હાય કરનાર. મા. ૪
પ્રભુ પ્રેહલાદને કરી સાહ્યતા, લીધો નરસિંહનો અવતાર. મા. ૫
પ્રભુ સુધન્વાની કરી સ્હાયતા, કીધી કઢા સીતળ શ્રી મોરાર. મા. ૬

પ્રભુ સ્હાય કીધીતી પાવકમાં નીમામાંથી ઉગાર્યાં મંજાર. મા. ૭
પ્રભુ ગજ ગ્રાહ થયો તો નીરમાં, તેને છોડાવ્યો વિશ્વાધાર. મા. ૮
પ્રભુ કૌરવ કેરી સભા મહી, રાખી લાજ ઉગારી પાંડવ નાર. મા. ૯
પ્રભુ દુરવાસા શ્રાપ દેવા મોકલ્યા, વનમાં હતા કુંતાના કુંવાર. મા. ૧૦
પ્રભુ જે અક્ષે પાત્ર ઉઘાડીયું, મહીથી સોધી કાઢયો ભાજીતાર. મા. ૧૧
પ્રભુ તે તારે ત્રીલોક ત્રસ કર્યાં, કરી પાંડવને સ્હાય વારંવાર. મા. ૧૨
પ્રભુ હરિશ્ચંદ્રનું સત્ય રાખીયું, દીધો વિશ્વામીત્રને ચક્ર માર. મા. ૧૩
પ્રભુ નરસિંહ મ્હેતાને કરી સ્હાયતા, કીધો સાધ મ્હમેરાનો વ્હેવાર. મા. ૧૪
પ્રભુ મીરાંબાઇને મળ્યાં વીખડાં, કીધાં અમરીત સરખાં સાર. મા. ૧૫
પ્રભુ ગુણકાને ગોવિંદ રીજ્યા, પ્હેર્યા પુરણ પ્રેમ વડે હાર. મા. ૧૬
પ્રભુ એવા અનેકની વહારે ચડયા, તેવા ચડજો આ દાસને વ્હાર. મા. ૧૭
પ્રભુ વ્યાસવલ્લભ દાસ તાહ્યરો, જાણી માત તાત કરૂ પોકાર. મા. ૧૮

---

## પદ ૧ લું.

સંત સમાગમ કીજીએ ભાઇ. એ રાગ.

જો જીવડા એક કમાણી તારી, ભગવત ભજવાની આવી છે સારી;
કરીલે હોરતને થાતું વ્હેંપારી કે, ભગવત ભજવાનું ટાંકણું. ૧
હોરત કરી માયા પદની તેં પાપી, કર્યા કરે છે તૂં આપ અધ્યાપી;
તેથી નથી કલ્યાણ કધ્યાપીકે. ભગવત. ૨
કમાણી કીધી કુથલી કરી પરની, લેવડ દેવડ તેં કીધી ન હરની;
જનમી જંજાળ કરીછે આ ઘરની કે. ભગવત. ૩
નાત જાતમાં ઉપમા લીધી ઝાઝી, પરધન હરીયું તેં એહક વ્હાજી;
તેણે ન થાય રંગીલોજી રાજી કે. ભગવત. ૪
ઉત્તમ અવસર મળીયો પ્રાણી, કયાં લગી ખેંચ્યા કરીશ ઘરઘાણી;
મનુષ જનમ શું કરે ધુળધાણીકે. ભગવત. ૫
ખોયા પછી તારૂ હાથ ન આવે, જપીશ કહી શું હરીને સમજાવે;
ઘટાવ્યુ તારૂ પ્રભુ પાસે ન ફાવે કે. ભગવત. ૬
માટે કહીએ તુને હરીજન હોવા, લક્ષ્મી કરે ટીલું તુજ સૂખ જોવા;
ત્યારે તું જાય તારૂં મોહું ધોવા કે. ભગવત. ૭
વ્યાસ વલ્લભ કહે તુંને વારી, કેમ બળી ગઈ બુદ્ધિજ તહારી;
કેહેક આંખી આઈ હે ગિરધારી કે. ભગવત. ૮

## પદ ૨ જું.

નરહરીનું નામ નઉકું છે ભાઈ, મોક્ષેચ્છુ પ્રાણી બીરાજો તે માંહી;
સામી તીરે તરીજા વાંસ સ્હાઇ, તો લક્ષ ચોરાશીથી ઉગર્યોરે. ૧
કૃષ્ણનું નામ કહે કેડ બાંધી, સાચપણે શામળાને લે સાધી;
મોહ મદ માયાની મટે ઉપાધી; તો. લક્ષ૦ ૨
વેસધરી નાયક જાય ટાંડે, તેવી રીતે ભક્તનો વેસ માંડે;
જગતનો ભય છેકાછેક છાંડે, તો. લક્ષ૦ ૩
શુભ કારજમાં શીદ ભય રાખે, ભય મુકી મુખ રામ રામ ભાંખે;
પાખંડ પઠપંચ દુર કરી નાંખે, તો. લક્ષ૦ ૪
નીતીની લગામ લે કરમાંયે, જ્ઞાન રૂપી ગોડલે સ્વાર થાયે;
થૈ સ્વાર મુળરૂપને મળી જાયે તો. લક્ષ૦ ૫
ભરોંસો કર ભગવત કેરો ભાઈ, છેવટ છેડો નથી બીજો કાંઇ;
જ્યાંથી તું આવ્યો જઇશ તું ત્યાંઇ, તો. લક્ષ૦ ૬
છે ઘર ધરતીનો છેડલો જેવો, મુળપદ સહુનો છેડો છે તેવો;
માટે ત્યાં આત્મા અરપણ કરી દેવો, તો. લક્ષ૦ ૭
જો જ્ઞાનમાં ગતી ન પહોંચે તારી, તો ટુંકી રીત બતાવું છું સારી;
વદે વલ્લભ ગાઈ લે ગિરધારીતો. લક્ષ૦ ૮

---

## પદ ૧ લું.

હરી ભજનથકી છોટા હોય તે—એ રાગ.

આણંદ અતી, પણ સ્વપ્ના તુલ્ય આ સંસારનો જાણજે;
ચેત મુંઢમતી, અખંડ આનંદ કટી કશીને આણજે. ટેક.
અલપાનંદ સઘળી માયાનો, અલપાનંદ જાયાં કાયાનો;
છે અખંડાનંદ જગરાયાનોરે. આનંદ૦ ૧
અખંડાનંદ તે અચળ સ્વામી, સહુ વિશ્વતણા અંતર યામી;
પ્રભુ પરમાત્મા છે મોક્ષધામીરે. આનંદ૦ ૨
જોજે મદારીને માંકડાં રખડે, રમે રમાડે તેંને થાક ચડે;
જોવ્યા જોનારને મહેનત નપડેરે. આનંદ૦ ૩
છે મરકટ રૂપ સંસાર સારો, મદારી તે વિશ્વપતિ ધારો;
મુળ સ્વરૂપ તે બ્રહ્મ જોનારોરે. આનંદ૦ ૪
જે જોનાર તે પુરણ બ્રહ્મ છે, વિશ્વપતિ તે મદારી ત્યમ છે;
આ સંસાર તો મરકટ સમજેરે. આનંદ૦ ૫

તેથી પરમાત્માને રૂપ થાતું, લક્ષ ચોરાશીથી ઉગરી જાતું;
સમજીને વ્યાસનો સંગ સહાતુંરે. આનંદ૦ ૬

## પદ ૨ જું.

માર જમડાનો, મુકાવનારૂં હરી વણ જગમાં છે નહીં;
થૈશ દમડાનો, મુરખ જન માયામોહમાં પડી રહી; ટેક.
તું જાણેછે સગાંસાથ મ્હારાં, નથી સગાં સુંદરી સુત તહારાં;
સહુછે સ્વારથનાં કરનારાંરે. માર. ૧
માત તાત અને ભગની ભાઇ, કાકા મામા માશી લોજાઇ;
સહુ રાખે સ્વારથની સગાઇરે. માર. ૨
તું મ્હારાં સગાં સમ જે પ્રાણી, હોય તહારાં તો જો એધાણી;
એક માસ મુકીદે કમાણીરે. માર. ૩
પછી કેવા તુજને ખવરાવે, મોહોહું મરડે ને નવ બોલાવે;
જેને તે ગોદા ઘાલવા આવેરે. માર. ૪
રળ્યા ખપ્યા વિના ભાવ નવ પુછે, ત્યારે તારૂં સગુ સૌ શાનું છે;
તેં તો મુરખાઇથી મારૂં માન્યું છેરે માર. ૫
જોઈ પરીક્ષાને મુકય સાથ સહુ, કરી જોયો છે અનુભવ બહુ;
માટે વ્યાસ વદે વારી વારી કહુંરે. માર. ૬

## પદ ૩ જું.

અગનાની જીવ, અલ્પાનંદ દેખી શું આનંદ થાયછે;
જેવો હરખ ધરે, તેવો આનંદ મટવાથી, દુભાય છે, ટેક.
જોલ્યા જેટલું દ્રવ્ય તું પેદા કરે, તે વેળાયે તું હર્ખ ધરે;
ખોવાયતો દસઘણો રોઇ મરેરે. અગનાની. ૧
જોલ્યા પરણીને લાવે નારી, તે વેળા તું હરખે ભારી;
જો મરે તો સુદ્ધબુદ્ધ જાય ત્હારીરે. અગનાની. ૨
કદી નારીને શ્રીમંત આવે, તે વારે હરખ તું ઉપજાવે;
મારે પ્રસવતાંતો રોવરાવેરે. અગનાની. ૩
કદી પુત્ર તણી પ્રાપ્તી થાતી, તેણી વેળા ઉલટ નવ માતી;
મરે સુતતો કુટવી પડે છાતીરે. અગનાની. ૪
અલ્યા રળી ખપી દસ માળ જડે, તેવી વખત તુજને હરખ ચડે;
તે તુટી પડેતો હરનીસ રડેરે. અગનાની. ૫
ધરે હર્ષ અલપ આનંદ તણો, એનો ઉંડા ઊતરીને સાર શણો;
જાય આનંદને થાય કલેશ ઘણોરે. અગનાની. ૬

તે સારૂ આ આનંદ દે ત્યાગી, સુખને દુઃખ તોળ ત્રાજવાં માગી;
વદે વલ્લભ ચેતચેત નિરભાગીરે. અગનાની. ૭

પદ ૪ થું.

અગનાની જીવ, જ્ઞાન થયા વીના તું ગોથાં ખાયછે;
કરે સાધન અતી, સત્ય સમજ્યા વિનાને શીદ કુટાય છે. ટેક.
અલ્યા ગુરૂ શેવાને ઠાકોર શેવા, નીત્ય ભજે તું દેવાધી દેવા;
સહુ સાધન સંસાર સુખ લેવારે. અગનાની. ૧
ભુંડા લક્ષ ચોરાશી ટળવાને, જન્મ મ્રત્યુથી પાછા વળવાને;
નથી કરતો મોક્ષપદ મળવાનેરે, અગનાની. ૨
અલ્યા જન્મ મ્રત્યું ટળવું ધારે, મુળ સ્વરૂપનું જ્ઞાન લે જ્યારે;
આવા ગમન તહારૂં ટળે ત્યારેરે. અગનાની. ૩
લક્ષ ચોરાશી મટવાની કહું કુંચી, કરે સાથ સંસારની અરૂચી;
ત્યારે પામે પદવી તું ઉંચી. અગનાની. ૪
માટે માયાને મદ મોહ દે છાંડી, પરત્મા સંગ ચિત્ત દે માંડી;
વ્યાસની વાત ગણુ ડાહી કે ગાંડી. અગનાની. ૫

---

પદ ૧ લું.

ગોરમા શીદ આવ્યો અવતાર. એ રાગ.

ભાઈરે ભગવત તુલ્ય નહીં બેલીકે, મેલી સહુ જશેરે લોલ;
માટે મેલવી રંગની રેલકે, થેલી ઠાલી થશેરે લોલ. ૧
સહુ મ્હારૂ તારૂં મિથ્યાયકે, સ્વપ્ના તુલ્ય છેરે લોલ;
જીવડા સમજ્યો નહીં તું કાંયકે, મ્હોટી ભુલ્ય છેરે લોલ. ૨
તારા આવા અનંત દેહ જાયકે, થાય નહીં જ્ઞાન ખરૂંરે લોલ;
તુંતો મોહ માયામાં ઘુચાયકે, જાય નહીં દુઃખ કપરૂંરે લોલ. ૩
સહુ જનમે આની આ ટેવકે, સેવના ન સાંભરીરે લોલ;
નવ્ય ઓળખ્યા દેવાધી દેવકે, ગયો માયામાં મરીરે લોલ. ૪
કીધો ન કો સંતનો સંગકે, ઢંગ નવ આવીયોરે લોલ;
આવ્યો ઢંગને રહ્યો ન રંગકે, બંગ મચાવીયોરે લોલ. ૫
પામી જ્ઞાનને ગા ગોવિંદકે, ફંદ મેલ માયા તણોરે લોલ;
થયો વલ્લભને આનંદકે, દિન દિને ઘણોરે લોલ. ૬

પદ ૨ જું.

જીવડા જો વળગી જંજાળકે, છોડે છુટે નહીંરે લોલ;
વળગી પડીયાં બચ્ચાં બાળકે, મનમાંન્યું મહીરે લોલ. ૧

સમજ્યો સંસારનો એ લ્હાવકે, મ્હોટમ ધારીનેરે લોલ;
થયો જગ જસ લેવા ભાવકે, વશ બની નારીનેરે લોલ. ૨
વળી મનમાં એવું થાયકે, દ્રવ્ય પેદા કરૂંરે લોલ;
પુત્રોને દુઃખ પડે ન કાંય કે, ભંડારે ભરૂંરે લોલ; ૩
એવી સહુ મમતા મુરખાઇ કે, ધાર્યું તું શું કરેરે લોલ;
તેનું ભવીશ તે લાવ્યાં ભાઇકે, શીદ મ્હોટમે મરેરે લોલ. ૪
તું તારી કલપના છોડકે, જોઠ જીવ નાથશુંરે લોલ;
શીદ હારે કરેલી હોડકે, ખશોશ હાથશુંરે લોલ. ૫
સાચો શ્રી હરી સૌનો સ્વામીકે, ઉદર પોષણ કરેરે લોલ;
બધી ખલકનો અંતરયામી કે, ભંડાર તે ભરેરે લોલ; ૬
તું તહારૂં લે સંભાળીકે, અન્યની શી પડીરે લોલ;
વદે વલ્લભ ગા વનમાળી કે, આવે ના આ ઘડીરે લોલ. ૭

---

## પદ ૧ લું.

રામ લક્ષમણ વનમાં સધારીયા. એ રાગ.

પ્રભુ સંગ, બાંધો પ્રીત પ્રેમશું, પ્રેમ વીના કર્યું વ્યર્થ જાય. બાંધો. ટેક.
જેવી ચંદ્રથી પ્રીત ચકોરને, તેવી બાંધેથી સૌ સત્ય થાય. બાંધો. ૧
જેવી જળ સંગાતે મીનને, જળ મુકી અવરને ન ચ્હાય. બાંધો.
જેવી દીપક સાથ પતંગને, પ્રીત માટે અરપણ કરે કાય; બાંધો. ૨
જેવી મેઘ સાથે પ્રીત મોરને, કરે મેઘ વ્રષા રૂતુ નાદ. બાંધો.
તેમ તેમ આનંદ પામે મોરલા, કરે વૃક્ષ બેસી સહુ સાદ. બાંધો. ૩
જેમ અંબૂજ સંગ ભમરાને, બેસે વચમાં પીમળ લેવા તેહ. બાંધો.
મરે ભમરો તેમાં શીડાઈને, પણ કદી ન મુકે સ્નેહ. બાંધો. ૪
તેવી પ્રીત બાંધો શ્રી નાથથી, ચાહ્યતો દેહ થાય પતન. બાંધો.
ચાહ્યતો માંથે આવી વીપત પડે, ચાહ્ય ઉગે પશ્ચિમમાં દન. બાંધો. ૫
મેરૂ ડોલે તોહ્ય કેમ ડોલીએ, નવ ડોલેતો ભક્ત કહેવાય. બાંધો.
વદે વલ્લભ પુરણ પ્રેમથી, કરો ભક્તિ રીજે જગરાય. બાંધો. ૬

## પદ ૨ જું.

સાચા ભક્ત, સદા સરણે રહો, નહીં ચાલે માયાનું જોર. સદા. ટેક.
રાખો બરોબર દ્રષ્ટી શ્રી નાથમાં, નડી શકે નહીં ખટ ચોર. સદા. ૧
હરી સંગ દ્રષ્ટી કેવી રાખવી, જેવી નટની દેખી રહે દોર; સદા.
તેવી દ્રષ્ટી પ્રભુમાં રાખવી, તવ રીઝશે નંદકીશોર. સદા. ૨

જેમ પ્રેમદા પાણીડાં સંચરે, જળ પાત્ર ભરે રૂડી પેર; સદા.
ભરી લે શીશ ઘડુલો ગાગરડી; હસે રમે તોપણ તેમાં ચિત્ત. સદા. ૩
તેવું ચિત્ત રાખી વળગી રહે, તેતો માયામાં નવ લેપાય; સદા.
ભાઇ ઘંટી રૂપી માયા જાણવી, જીવ રૂપી અનાજ ગણાય. સદા. ૪
તેતો ઘંટીના ગાળામાં સૌ પડયા, પણ વચખીલ જે કણ સ્હાય; સદા.
ચોટી રહે જે વળગીને ખીલશું, તેતો ઘંટીમાં નવ્ય પીસાય. સદા. ૫
કદી જરા ખસે મુકી ખીલડો, તેવો તે કણ દળાઈ જાય. સદા૦
દબાયેલો નીકળવો મુશ્કેલ છે, બાજ્યો ખીલડે તેને શું થાય. સદા૦ ૬
ભાઈ ઘંટી રૂપી માયા જાણવી, ખીલડા રૂપી જુગજીવન. સદા૦
પડયો માયામાં તેતો પીલાય છે, બાજ્યો હરીને તેને ન વીઘન. સદા૦ ૭
રહ્યા શરણે તે મુળપદ પામીયા, ખશ્યા તેને ચોરાશી લક્ષ; સદા૦
કહે વ્યાસ વારી વારી જીવને, છે અંધાપો તે ઉઘેડે ચક્ષ. સદા૦ ૮

---

## પદ ૧ લું.

### સુરતા લાગી છે જેની. એ રાગ.

વિઠ્ઠલ વર વરવા, મ્હારે હરી ધ્યાંન ધરવાં;
મેલી લોકડીયાની લાજ, આજથી મ્હારે વિઠ્ઠલ વર વરવા. ટેક.
દુરીજન દુનીયાં દેખે, દુશમન સરખાં;
તેંની ન ધરીએ દલમાં દાજ. આજથી. ૧
પુરૂષોત્તમ કેહેતાં પુરણ, પાતક નાસે;
આપે એ અવિચળ રાજ. આજથી. ૨
સાથ સહોદરની, શરમ મેલી;
કરવું છે કુડ છોડી કાજ. આજથી. ૩
કૃષ્ણ કેહેતાં તો કષ્ટી, ભાગે આ ભવનાં;
મળે છે મોક્ષની સમાજ. આજથી. ૪
રામ નામ લેતાં જગનો, તરંગ તરીએ;
રામ નામે તરી પાષાણ પાજ. આજથી. ૫
સ્થંભે પ્રગટ થયા, પ્રલાદ માટે;
જળમાં છોડાવ્યો ગજરાજ. આજથી. ૬
મીરાંબાઇને મળીયું, પ્રતક્ષ પારખું;
કર્યો સંસાર સ્વામી તાજ. આજથી. ૭
નારાયણ નામ લેતાં, નરહરી ધાયા;
બુડતું ઉગાર્યું જળથી આજ. આજથી. ૮

કરી કદા શીતળ, સુખન્વા કેરી;
સુણી ભક્તના અવાજ. આજથી. ૯
કરજોડી કહે વલ્લભ, દુર્લભ સ્વામી;
દરશન દેજો મહારાજ. આજથી. ૧૦

## પદ ૨ જું.

નાચી રીઝવવા, દુરીજનને ખીજવવા;
આવી અમુલ્ય ઘડી હાથ, નાથને મહારે નાચી રીઝવવા. ટેક.
નાચી નાચીને હુંતો, નરહરી રીઝવું;
દેઉં તાળી બેઉ હાથ. નાથને. ૧
માળાઓ ઘાલી કરમાં, કીડતાલ ઝાલી;
ભમશું ભગત જનની સાથ. નાથને. ૨
ચંદન અરચી પ્રભુને, કુમકુમ અરચી;
હાર પ્હેરાવું જુજવી જાત. નાથને. ૩
ધુપ દીપ નૈવેદ, કરૂં કેશવને;
અબીલ ગુલાલ ભલી ભાત. નાથને. ૪
પરદક્ષણા ફરી, પાવલડે લાગી;
હેતશું દેઉં બાઝી બાથ. નાથને. ૫
સાચું સચ્ચિદાનંદ, સંગ ચિત્ત ચોટયું;
દુષ્ટ જન કરો ચ્હાય તે વાત. નાથને. ૬
વ્યાસ વલ્લભ કેરો નીશ્ચય એ છે;
નિરખ્યું મુળ પદ સાક્ષાત. નાથને. ૭

## પદ ૩ જું.

સુજ્યું સમરણ સારૂ, ધન ભાગ્ય મ્હારૂ;
દીધુ મુળપદ કેરૂં જ્ઞાન, ભગવાન મને ભલેરા રીજ્યા. ટેક.
બ્રહ્મ પરબ્રહ્મને, પરમબ્રહ્મ જાણ્યા;
અધિક તુન્યને સામાન્ય. ભગવાન૦ ૧
ઈશ્વર વિશ્વેશ્વરને, પરમેશ્વર પારખ્યા;
તે પરખીને ધરૂં ધ્યાન. ભગવાન૦ ૨
પુરૂષોત્તમ વિશ્વોત્તમને, સરવોત્તમ સમજ્યો;
હવે તે કેમ ભુલુ ભાન. ભગવાન૦ ૩
નિરાકાર સાકાર, સૌ સમજાણું;
સમજાઈ શાસ્ત્રોની સાન. ભગવાન૦ ૪

કર્તા અકર્તા, કે વ્યાપક ન્યારા;
તે સમજણનું મળીયું દાન. ભગવાન૦ ૫
નિરગુણ સગુણનો, સાર સમજીને;
કીધું ભક્તિ રસ પાન. ભગવાન૦ ૬
વદે વલ્લભ, થઇ પ્રભુની પ્રેરણા;
ત્યારે ઉઘડીઆ છે કાંન ભગવાન૦ ૭

## પદ ૪ થું.

અનુભવ જાણે, તેતો જ્ઞાન વખાણે;
બીજાથી નવ વિખાણાય, સ્હાયતો મથી મરે જનમારો. ટેક.
અળગો રહેતે જીવ, શું સ્વાદ જાણે; ભેગો પડે તો સમજાય. સ્હાય. ૧
ગોળી ગળ્યા વિના, ગુણ ગોળીનો; કેવો છે કયાંથી દરસાય. સ્હાય. ૨
મંદિર જુએ કોઇ, જન બ્હાર રહીને; અંદરનો ભાગ ન દેખાય. સ્હાય. ૩
નિશાળે બેઠા વિના; વડો નિશાળીયો; વણ ભણે કેવી રીતે થાય. સ્હાય. ૪
લંકામાં ગયા વિના, વાત લંકાની; શી રીતે મુખથી કેહેવાય. સ્હાય. ૫
ખાખરની ખીસકોલી, સ્વાદ સાકરનો; શું સમજે તે સાકર ખાય. સ્હાય. ૬
તેવો જ્ઞાનનો સ્વાદ, અળગો રહ્યો તે; શું સમજે તે સંગ સ્હાય. સ્હાય. ૭
માટે જ્ઞાનીને ભક્ત, ભરાય ત્યાં જઇ; બેસે તો સ્વાદ જણાય. સ્હાય. ૮
સત્ય સમાગમ વિના, હમતાને મમતા; પોતાથી નવ છેદાય. સ્હાય. ૯
પોતે પોતાના કાન, વિંધી ન સકે; પારકી માડીથી વિંધાય. સ્હાય.૧૦
અતડો રહેછે જે જન, ભક્ત જ્ઞાનીથી; તેંનાથી કાંઇ નવ થાય. સ્હાય.૧૧
માટે વદે છે વ્યાસ, સમાગમ કરવો; તો જન્મ મૃત્યુથી મુકાય. સ્હાટ.૧૨

---

## પદ ૧ લું.

સતગુરૂ સ્હાય કરો એકવારરે, એ રાગ

જગ ભય રાખી, ભક્તિ કરે છે જે પ્રાણીરે;
તેંનુ સઘળું, કર્યું કારવ્યું ધુળ ધાંણીરે. ૧
જગનો ભય, ગત થયેલો ન હોયરે;
સાચો હરીનો, ભગત તે જન ન્હોયરે. ૨
સરમ રાખી, ધરમ પાળે તે પાપીરે,
તેવા જનનું, કલ્યાંણ થાય ન કદાપીરે. ૩
છાશ લેવા, જતાં દોહોણી સંતાડેરે;
તેંને તક મળે, નહી કોઇ દાહાડેરે. ૪

ખડગ રાખી, ડરે ઉઘેડતાં સરદારરે;
તેવો કાદ્યર, શું પડે લડાઈમાં પારરે. ૫
ક્ષુધા લાગી, ઉઘાડુ માગતો ન હોયરે;
તેવાને તો, ખાવાનું નવ પુછે કોયરે. ૬
બોલ્યા વિના, બોર કદિ ન વેચાયરે;
તેવી રીતે, ભક્તિ વિના ન સુખ થાયરે. ૭
જગ ભય, ગત થયો તે ભકત સાચોરે;
વદે વલ્લભ, સંતાતો રહે સદા કાચોરે. ૮

## પદ ૨ જું.

ગાંડા પ્રાણી, ગુરૂ કરી લે શીશરે;
જોવ્યા જેણે, બતાવ્યા શ્રી જગધિશરે. ૧
જોને વૈદ, અંધને આંખ્યો આપેરે;
તેના ઉપર, અંધનો પ્રેમ કેવો વ્યાપેરે. ૨
તેમ ગુરૂએ, ન દીઠુ દીધું દેખાડીરે;
હતો પ્હેલો, અંધ તે આંખો ઉઘાડીરે. ૩
જનમ્યો ત્યાંથી, વળગ્યો તો માયાનો નાદરે;
ચખાડયો છે, ચોખી સાકરનો સ્વાદરે. ૪
જોવ્યા કોઇ, દેખાડે લાભી રોજગારરે;
તેનો કેવો, તું માને છે ઉપકારરે. ૫
તેવો તારો, લાભ ગુરૂએ ધાર્યોરે;
લક્ષ ચોરાશી, કેરો ફેરો ઉગાર્યોરે. ૬
જોવ્યા કોઇ, ઉગારે ફેરો ગાઉ બેનોરે;
કેવો પાડ, માની લે છે તું તેનોરે. ૭
તેવો પાડ, ચડાવ્ય ગુરૂનો માંથેરે;
કર્ય દંડવત, સાક્ષાત બેઉ હાથેરે. ૮
જેણે જન્મ મ્રત્યુની, ટાળી ઉપાધિરે;
કાઢી ગટમાંથી, માયાની વ્યાધિરે. ૯
માબાપે તો, જનમીને ફેંકી દીધોરે;
ગુરૂએ તો, જન્મ સફળ સૂભ કીધોરે. ૧૦
મોક્ષપદ, પરખાવ્યું પીઢા વેઠીરે;
બેસાડી સૌ, માયાની ઉર્મિઓ હેઠીરે. ૧૧
ટાળી નાંખી, વાસના વપુની સર્વરે;
હમતા મમતા, મેલાવી દીધો ગર્વરે. ૧૨

કામ ક્રોધ મોહ, લોભની નિતી આપીરે;
સુખને દુઃખ, માનતો તે મતિ કાપીરે. ૧૩
મુળપદ, પકડાવ્યુ ગુરૂ દેવરે;
તેની સદા, સપુત સુત કરે શેવરે. ૧૪
ગુરૂ વિના, ગોવિંદ કોણ દે બતાવીરે;
બતાવી તે, ગતિ મતિ ત્યારે આવીરે. ૧૫
દેહતણા મા, બાપ કરીને કરે કેવુંરે.
એક જન્મ, સંસારી સુખ થાય એવુંરે. ૧૬
ગુરૂએ તો, સઘળા જન્મ સુધાર્યારે;
જોને લક્ષ, ચોરાસી દેહ નિવાર્યારે. ૧૭
સમજાવ્યો આ, મિથ્યા માયાનો કુપરે;
નિરભય કરી, કીધો આનંદ રૂપરે. ૧૮
તે સૌ ગુણ, ગુરૂનો માન મંન સાથરે,
વદે વ્યાસ, મુસ્તક પર લે હાથરે. ૧૯

---

## પદ ૧ લું.

ચાલો ચાલો ડાકોર જઇ વસીએ. એ રાગ.

આવો આવો હરી ગુણ ગાવા; ફરી નહીં મળે અવસર આવારે. આવો૦ ટેક
મહા દુરલભ દેહ મળ્યો મનુષનો; જ્યોતમાં જોત સમાવારે. આવો૦ ૧
ગોવિંદ રૂપી ઘી ગોળને ઘઉં; તેના મોદીક કરી ખાવારે. આવો૦ ૨
નિર રૂપી નામ નારાયણનું; તેમાં પડીએ નાહાવારે. આવો૦ ૩
જ્ઞાન રૂપી ઘડો ટોક ભરીને; પ્રભુરસ પીવાને પાવારે. આવો૦ ૪
રામ રૂપી રૂપીયા રળી લઇયે; ગ્રહસ્થ ઘણેરા થાવારે. આવો૦ ૫
સામ સરીર રૂપી સેજ સોહાવી; તેમાં સુખે સુઇ જાવારે. આવો૦ ૬
છેલું પગથીંયું છે તરવાનું; લક્ષ ચોરાશી બચાવારે. આવો૦ ૭
દેખા દેખી દુનીયાં દોરાશે; જગ્ત ભક્ત બનાવારે. આવો૦ ૮
છાંના છપનાં સમરણ કરતાં, લાજ મેલી થાવ ન્હાવારે. આવો૦ ૯
સદા શેવા કરી પેટની શેઠની; ડેઠની આજથી ઉઠાવારે. આવો૦ ૧૦
વલ્લભ વદે આ વપુની વાડી; હવે લાગી કરમાવારે. આવો૦ ૧૧

## પદ ૨ જું.

માયા માયા ઉઘાડુ સુખ માયા, તેમાં સૌ પ્રાણી લપટાયારે. માયા માયા૦ ટેક૦
માયાથી માનની, માયાથી બાળકાં, માયાથી ધામ સોહાયારે. માયા૦ ૧
માયાથી વિત્તને માયાથી વસ્ત્રો, માયા થકી વખણાયારે. માયા૦ ૨

એવા ઉઘાડા લાભ દેખીને, લબ્ધ થયા ડાહ્યા ડાહ્યારે. માયા૦ ૩
હરી ભજનથી સુખ સંસારનું, તેથી આ લાભ ન દેખાયારે. માયા૦ ૪
પણ પુરાણનાં વેણ સુણીને, બહુ જીવે ગોવિંદ ગાયારે. માયા૦ ૫
ગાયા ગોવિંદ પણ સૂખ સંસારનું, ન દીઠું માટે ઘભરાયારે. માયા૦ ૬
ગભરાઇ ગભરાઇ ગોથાં ખાવાનું; જાણી મુકે છે સુખ ન્હાયારે. માયા૦ ૭
પણ પાછળને જન્મે, જપેલો; તેથી મળી આ કાયારે. માયા૦ ૮
તો આ જનમે જપો ન તેથી; કયાંથી થશો સરસાયારે. માયા૦ ૯
કરેલું પામ્યા ને કરશો તે પામશો, વેદ પુરાણે લખાયારે. માયા૦ ૧૦
ભજને સુખ નહીં મળે વૈભોગનું, મળશે મુક્તિ સુખ છાયારે. માયા૦ ૧૧
વ્યાસ વલ્લભ કહે અચળ સુખ છે, પરમ પદ જગરાયારે. માયા૦ ૧૨

## પદ ૧ લું.

દામોદર દુઃખડાં કાપોરે. એ રાગ.

જગપતિ સામુ જોજોરે, દીનના દયાળુ;
આવાગમન સહુ ખોજોરે, કૃષ્ણ કૃપાળુ. ટેક.
પ્રભુ આતો ભવ, સંસાર દુઃખી દરીયો;
પડયો તે નથી તરીયોરે. દીનના૦ ૧
પ્રભુ કોટાણુકોટી, કરણી કુડી કીધી;
કર માળા નથી લીધીરે. દીનના૦ ૨
પ્રભુ જન્મી, દસ વર્ષ વહ્યા અજ્ઞાની;
પછી આવી જવાનીરે. દીનના૦ ૩
પ્રભુ લાગ્યાં જોબનમાં, જર જુવંતિ વ્હાલાં;
વળગ્યાં બચ્ચાંને બાલાંરે. દીનના૦ ૪
પ્રભુ તેના રળીરળીને રણુ ભરીયાં;
પુન્યદાન કાંઇ ન કરીયાંરે. દીનના૦ ૫
પ્રભુ વૃદ્ધાવસ્થામાં, કહોપણ આવ્યું;
ભગવતનું નામ ન ભાવ્યુંરે. દીનના૦ ૬
પ્રભુ એવું કરતાં જનમ વ્યર્થ ગયો;
સંતોષ જરા ન થયોરે. દીનના૦ ૭
પ્રભુ એવા, કોટાણુકોટી જન્મગયા;
હવે તો કરો દયારે. દીનના૦ ૮
પ્રભુ વારંમવાર જનમી દુઃખ પામુ;
શામળીયા જોજો સામુરે. દીનના૦ ૯

પ્રભુ જનમી, જનમીને કીધો શાખો;
ચરણની નિચે રાખોરે. દીનના૦ ૧૦
પ્રભુ વ્યાસ, દાસ થઇને પાયે લાગે;
મુક્તિનો દાહાડો માગેરે. દીનના૦ ૧૧

### પદ ૨ જું.

ઓ ઇશ્વર હું અપરાધિરે, દાસ તમારો;
વળગી વ્હેવાર ઉપાધિરે, ગુન્હો હમારો. ટેક.
પ્રભુ આતો જગતરૂપી છે જેલખાનું;
તેમાં પડયું છે પાનુંરે. દાસ૦ ૧
પ્રભુ પીતારૂપી ન્યાયાધિસ રાખ્યો;
તેણે કેદ કરી નાંખ્યોરે. દાસ૦ ૨
પ્રભુ જ્ઞાતિ રૂપે જેલર મ્હારે શીશે,
ખસવા ન દે કોઇ દીશેરે. દાસ૦ ૩
પ્રભુ કોટડી રૂપી જનેતા જણાઇ;
ન નીસરવા દે કાંઇરે. દાસ૦ ૪
પ્રભુ બેડી રૂપી બૈરી પગોમાં પડી;
અળગી ન રહે ઘડીરે. દાસ૦ ૫
પ્રભુ સીપાઇ રૂપી છૈયાં કરે છે ચોકી;
સુપંથ જતાં રહે રોકીરે. દાસ૦ ૬
પ્રભુ આણી રીતે કેદી થઇ પડીયો;
શો ગુન્હો મુજને નડીયોરે. દાસ૦ ૭
પ્રભુ આપોઆપ છો યોગ્ય અધિકારી;
સાંભળજો અપીલ મ્હારીરે. દાસ૦ ૮
પ્રભુનો ગુન્હો થયો હશે પણ છોરૂં;
કરેલું કાળુ ગોરૂંરે. દાસ૦ ૯
પ્રભુ અરજ જોઇને વિવેકે વિચારો;
નથી કંઇ અપરાધ મારોરે. દાસ૦ ૧૦
ઓ પ્રભુ આપે કહ્યું ભગવત ગીતા માંયે;
સૌ મ્હારૂ કરાવ્યું થાયેરે. દાસ૦ ૧૧
ઓ પ્રભુ જે ગીતામાં કહ્યું તે હોય સાચું;
તો છુટવા માટે જાચુંરે. દાસ૦ ૧૨
ઓ પ્રભુ આવી અર્જ છતાં જો કેદી રાખો,
તો ગુન્હો મારો આખોરે. દાસ૦ ૧૩

એ પ્રભુ નહીં છોડો તો જેલરને વશ રહીશું;
બેઠીને સુખે સહીશું રે. દાસ૦ ૧૪
એ પ્રભુ સીપૈયોની સલામાં રહીશું મળતાં;
આપીશું કૃસવત રળતાં રે. દાસ૦ ૧૫
એ પ્રભુ શીક્ષા જેટલી તેટલા દિન રહીશું;
વલ્લભ કે ઉમર વહીશું રે. દાસ૦ ૧૬

## પદ ૧ લું.

આવો ઘેર બાલાજી. એ રાગ.

ભાઈ ભાવે ભગવંતને ભજીએ, ભજતાં વારે તેને તજીએ. ભાઈ૦ ટેક.
ભજનમાં ભંગ પાડે જ્હેની, શિખામણ માનવી નહીં તેની;
ઝીકે જાળમાં તે સગી શેની. ભાઈ૦ ૧
બંધવ બંધ કરે ભજન કરતાં, ખુશી રહે મ્હોજાળમાં ફરતાં;
તેવાં ભાંડુ જાણવાં નરતાં. ભાઈ૦ ૨
માતા મથી જોડાવે માયા, નકામી કહાવે મનુષ કાયા;
તેવી માને માનવી નહીં ડાહ્યા. ભાઈ૦ ૩
કરે તાત વાત મોહોજાળની, જ્હેંપારમાં સર્સે થવા બાળની;
તેવી શીખ જાણો કળીકાળની. ભાઈ૦ ૪
નારી ભારી સંસારી કરતી, ભજનને ભાગવાની વરતી;
મુકો રાંડ છો રઝળી મરતી. ભાઈ૦ ૫
બેટા બેટી બાઝે બાપા કહીને, જોડાવે જર જીભ ઠીક વહીને;
ખુએ જનમારો સગાં થઈને. ભાઈ૦ ૬
તેવાં બાળ બૈરીથી ત્યાગે, લોભી માત તાતથી દુર ભાગે;
તેને શાહાસ્ત્રથી પાપ નહી લાગે. ભાઈ૦ ૭
ઉથાપીયે વેણુ માત તાતતણુ, રોકે ભગવત ભજતાં જે ઘણું;
તેનો દોશ શાહસ્ત્ર ન લખે અણુ. ભાઈ૦ ૮
લખ્યું ભાગવતમાં વેદ વ્યાસે, ફરી પત્ની ગઈ પ્રભુ પાસે;
વૈકુંઠ વાસ આપ્યો અવિનાશે. ભાઈ૦ ૯
તે પત્નીયો પીઉનાં વેણુ ચુકી, ગઇ કંથ બરબડતા મુકી;
પહોંચી શુભ અરથે થઇ સુખી. ભાઈ૦ ૧૦
તેવું જોઇ ભજનમાં જઇએ, ગોવિંદજીના ગુણુ સદા ગાઇએ;
વારે તેનુ વેણુ ન ધર્યે હઇએ. ભાઈ૦ ૧૧
સગાં પણુ શાથે નહી આવે, કોઇ જમથી નહી છોડાવે;
વલ્લભને બ્રહ્મ ભજન ભાવે. ભાઈ૦ ૧૨

પદ ૨ જું.

કથે જ્ઞાની જ્ઞાન જગત સારૂં, કથે નહી તો વળે અંધારૂ. કથે૦ ટેક.
જ્ઞાની જ્ઞાન સમજી સમજાવે, જીવોની જીવ દશા પલટાવે;
ન કથે તો સ્વારથીયો કહાવે. કથે૦ ૧
રવિને છે પ્રકાશ પુરપાટે, તોહે પણ વ્હેછે વ્યોમ વાટે;
ગમન કરે જગતને માટે. કથે૦ ૨
વ્હનીનો વપુ વ્હની જેવો, એને ભોગ નથી કશો લેવો;
જગત કાજ પ્રગટ થાય કેવો. કથે૦ ૩
જળે મેઘ ત્રપ્ત ઘણો કાહાવે, તોહે જળ લાવીને વરસાવે;
જગત શું સરપાવ બંધાવે. કથે૦ ૪
વાયુ વપુ સદા શીતળ રેહે છે, તોહે પણ જગત સારૂ વહે છે;
વહીને તે વિત્તજ શા લેછે. કથે૦ ૫
ભોમી ભાર ઉચકીને રહી છે, જીવોની ઉપકારી થઇ છે;
જુઓ એને લાભ એમાં કંઈ છે. કથે૦ ૬
સરીતા સરોવર જળ રહે છે, પોતે ત્રસ થઇ જગ્તને દે છે;
તેના એ શા દામ માગે છે. કથે૦ ૭
સિંધુ લુણ પકવીને આપે, જગતતણું કષ્ટ અતિ કાપે;
એને નથી ધન ખોટ કદાપે, કથે૦ ૮
વનસ્પતી થાય વારંમવારે, નથી પોતાને કામ લગારે;
જીવો સારૂ દુઃખ વેઠે ભારે. કથે૦ ૯
તરૂવર ફળ રાખી રેહે છે, અતિ બોજ થએલો સેહે છે;
મ્હોટાં ફળ કરીને દેછે. કથે૦ ૧૦
કાઢે કષ્ટ દાતા દેહ ધરી, કંગાલોનાં દળદર નાંખે હરી;
પામે મોક્ષ ભુખ્યાનાં પેટ ભરી. કથે૦ ૧૧
તેવી રીતે જ્ઞાની જ્ઞાન કરે, ખરો જન જીજ્ઞાશું રૂદે ધરે;
વલ્લભ વેણુ જગ્ત સારૂ ઓચરે. કથે૦ ૧૨

---

પદ ૧ લું.

મારી શેરડીએ ફુલડાં વેરાય રે, એ રાગ.

ધન ધન બાઈ મારૂ ભવીશરે, હરી હવે જાણીયા;
રીજ્યો રીજ્યો મારો સાચો ઇશરે. હરી હવે જાણીયા. ૧
કરી કરૂણા ઘણી કિરતારરે, હરી હવે જાણીયા;
થયો સફળ મનુષ અવતારરે, હરી હવે જાણીયા. ૨

છુટી ગઈ મનથકી જંજાળરે, હરી હવે જાણીયા;
હવે શું કરે ઢીમર કાળરે, હરી હવે જાણીયા. ૩
નથી કર્મ કર્યાની જરૂરરે, હરી હવે જાણીયા;
વસ્યા મોહન માહ્યરે ઉરરે, હરી હવે જાણીયા. ૪
રૂંએ રૂંએ રમેછે શ્રી રામરે, હરી હવે જાણીયા;
સહુ સ્થળે દેખું ઘનશ્યામરે, હરી હવે જાણીયા. ૫
અણું જગો નથી ઠાલો ઠામરે, હરી હવે જાણીયા;
આત્મબુદ્ધિ બની સુખ ધામરે, હરી હવે જાણીયા. ૬
અહં બ્રહ્માસ્મિ વેદનું વેણરે, હરી હવે જાણીયા;
સત્ય ચોટયું રૂદેમાં કેહેણરે, હરી હવે જાણીયા; ૭
રાજા મટી ન રંક થવાયરે, હરી હવે જાણીયા;
વ્યાસ વલ્લભ જ્ઞાન ગુણ ગાયરે, હરી હવે જાણીયા. ૮

---

## પદ ૨ જું

અલ્યા જીવડા જો વિચારી વાતરે, આ દેહ છે શા કામનો;
તુજથી ઉત્તમ અન્ય જાતરે, આ દેહ છે શા કામનો. ૧
પશુ પક્ષિનું આવે ઉપીયોગરે, આ દેહ છે શા કામનો;
આપે પૃથ્વિ પાષાણ વૈભોગરે, આ દેહ છે શા કામનો. ૨
પશુ પક્ષીનું માંસ ચામ્ર હાડરે, આ દેહ છે શા કામનો;
આવે કામમાં સોવણને પહાડરે, આ દેહ છે શા કામનો. ૩
તારૂં હાડ માંસને ત્વચાયરે, આ દેહ છે શા કામનો;
કોઇને ઉપીયોગમાં નવ જાયરે, આ દેહ છે શા કામનો. ૪
કર્ય અર્પણ તૂં તારે આપરે, આ દેહ છે શા કામનો,
સાચો અનાદિ જે માબાપરે, આ દેહ છે શા કામનો. ૫
તેને શરણે તું થા પાપીષ્ટરે, આ દેહ છે શા કામનો;
તારે માંથે કર્ય સાચો ઇષ્ટરે, આ દેહ છે શા કામનો. ૬
કુડા કૃત્તનો ન થા કરમીષ્ટરે, આ દેહ છે શા કામનો;
શાન્તિ પામી રેહે ધરમીષ્ટરે, આ દેહ છે શા કામનો. ૭
રાખે ધરમ તો કરમ છુટાયરે, આ દેહ છે શા કામનો;
કુડાં કરમથી ચામડી ચુંથાયરે, આ દેહ છે શા કામનો. ૮
જાશે અમુલ્ય દેહ નકામરે, આ દેહ છે શા કામનો;
ભજ હરીને વદે વલ્લભરામરે, આ દેહ છે શા કામનો. ૯

## પદ ૧ લું.

### પાવાતે ગઢથી ઉતર્યા. એ રાગ.

ભુંડા ભાન ભુલે તાહારૂં, ભરમાઇને;
કયાં અન્ય સ્થળ સોધવા જાય, ભાઇ ભરમાઇને. ટેક.
વિશ્વપતી તુજ પાસ છે, ભરમાઇને;
મનને થકી મેળો થાય, ભાઇ ભરમાઇને. ૧
અણું જગો એ વિના નથી; ભર૦ જ્યાં જુએ ત્યાં છે એહ, ભાઈ.
ભાંગ પી ભુલ્યો કર કંકણુ, ભર૦ થયું અજ્ઞાન તુજને તેહ. ભાઇ. ૨
જગ ભાસે તુજ ભ્રાંતથી, ભર૦ તારી વૃતીનો તે વાંક; ભાઇ.
આપ સિંહ છે પણુ તે હતું, ભર૦ અજા રૂપી છે રાંક. ભાઇ. ૩
કાષ્ટ પુજે પ્રભુ ના મળે, ભર૦ પુજી મળે તોએ ઝાડ; ભાઇ.
પાષાણુથી પ્રભુ ના મળે, ભર૦ મળે તો પુજીએ પાહાડ. ભાઇ. ૪.
ગંગા શેવે મોક્ષ જો મળે, ભર૦ તો કરીએ વાહાણુ વેંપાર; ભાઈ.
પીતળ પુજવે પ્રભુ મળે, ભર૦ ધન કંસારાનો અવતાર. ભાઇ. ૫
એવા અનેક જો દાખલા, ભર૦ ખરી વસ્તુ નાંખી ખોઇ; ભાઇ.
પરોક્ષ પદ શીદ માની લે, ભર૦ મળ્યો મુરખ ગુરૂ કોઇ. ભાઇ. ૬
સંસકાર નહીં તારા પુર્વનો, ભર૦ અપરોક્ષ થયું નહીં જ્ઞાન; ભાઈ.
સોધ્યાં દેવીને દેવતા. ભર૦ તેણે ટળે નહીં તુજવાન. ભાઇ. ૭
તત્વ દરશી ગુરૂ વિના, ભર૦ તારે સોધવાનું ઠામો ઠામ; ભાઇ.
કરે લલુતા ઉંધી ઉંધી, ભર૦ તું મેલ વદે વલ્લભરામ. ભાઇ. ૮

## પદ ૨ જું.

કેમ મને વીસાર્યો નાથજી, હું તહારોરે;
શો પડીયો મારો વાંક, પ્રભુ હું તહારોરે;
લાડ લડાવ્યાં અતિ ઘણાં, હું૦ હવે કેમ રઝળાવ્યો રાંક, પ્રભુ૦ ૧
તારા સ્મરણુમાં શી ચુક પડી, હું૦ પડી હોય પણુ જાણુવો દાસ; પ્રભુ૦
કદી પાપ થયું હોય ભુલથી, હું૦ તોહે ન ગણુવું અવિનાશ. પ્રભુ૦ ૨
ભુલ ચુક પણુ છોકરૂં, હું૦ સહુ અવગુણુ કરવો માફ; પ્રભુ૦
ક્ષમા ન કરો તો કોણુ કરે, હું૦ સુખ સાગર છો માબાપ. પ્રભુ૦ ૩
તમે છાંડયો તો રાડયો પડયો, હું૦ રહ્યો નહીં ઠરવાનો ઠામ; પ્રભુ૦
ધણી વિના તો ધોલો પડે, હું૦ મારૂં કથલે કરેલું કામ. પ્રભુ૦ ૪
ઢોરાને પણુ ધણી હોય છે. હું૦ વળી મનુષ્યને માંથે અનેક; પ્રભુ૦
મારે માંથે મેં ધણી કર્યો નથી, હું૦ હરી ફરીને હરી મારે એક. પ્રભુ૦ ૫

જેવો તેવો પણ પાળવો, હું૦ નહીં પાળો તો પાળે ન કોઇ; પ્રભુ૦
વદે વલ્લભ નવ્ય ટાળવો, હું૦ તમ વિના ગતી ક્યાં હોય. પ્રભુ૦ ૬

## પદ ૧ લું.

ન્હેલા આવજો હો રાજ. એ રાગ.

જીવ તારૂ જીવતર છે ધીક્કાર, હરીને ભજ્યા વીનારે;
તારો ફુટી પડયો અવતાર, દુરગુણ તજ્યા વીનારે. ટેક.

ભાઇ તેં ભોળી ભારે મારી; હરીને૦ કેહેવાશી જનુની નઠારી. દુરગુણ૦ ૧
અવતર્યો અવનીમાં શું કામ; હરીને૦ બોળ્યું બાપ તણું તેં નામ. દુરગુણ૦ ૨
લજવ્યો કુટુંબને પરીવાર; હરીને૦ ડુબાડયાં ભ્રાત ભગની નાર. દુરગુણ૦ ૩
ફરી નહીં મળે આ દેહ, હરીને૦ સાચી વારતા માનજે તેહ. દુરગુણ૦ ૪
તારો ભગડે સહુ સંસાર, હરીને૦ ટળીયો વૈકુંઠથી ન્હેવાર. દુરગુણ૦ ૫
દેવતા તવ નીરખે તુજ સુખ, હરીને૦ કોઈ કાળ મળે નહીં સુખ. દુરગુણ૦ ૬
રણથી નહીં છોડે રણછોડ, હરીને. વદે વલ્લભ હારીશ હોડ. દુરગુણ૦ ૭

## પદ ૨ જું.

ભાઇરે શીદ ભુલે ભગવાન, આ સુખ દેખીનેરે;
તું અંતે થઇશ હેરાન, આ સુખ દેખીનેરે; ૧
આ તો વૈભોગ સ્વપ્ના તુલ્ય, આ સુખ દેખીનેરે;
ભુંડા ફોગટ ફંદમાં ન કુલ્ય, આ સુખ દેખીનેરે; ૨
શીદ છેક ચડાવે છે છાક, આ સુખ દેખીનેરે;
તું તજ્યો હરીની ધાક, આ સુખ દેખીનેરે. ૩
અવનીથી અધર શું ચાલે, આ સુખ દેખીનેરે;
મલકાતો મુરખ શીદ મ્હાલે, આ સુખ દેખીનેરે. ૪
શું ઘુમરાઈમાં ઘણો ગાજે, આ સુખ દેખીનેરે;
છત છેવટ લગી નહીં છાજે, આ સુખ દેખીનેરે. ૫
કઈ એક થયાને કઇ થાશે, આ સુખ દેખીનેરે;
સૌ ગયાને સૌ જન જાશે, આ સુખ દેખીનેરે. ૬
કઇને મુકવા પડયા માલ, આ સુખ દેખીનેરે;
અલ્યા જરા ન થાતો ન્હાલ, આ સુખ દેખીનેરે. ૭
હજી કોણ જાણે કેમ થાશે. આ સુખ દેખીનેરે;
કેવું બનશેને કોણ ખાશે, આ સુખ દેખીનેરે. ૮
કોણ જાણે હાડ પીંજાશે, આ સુખ દેખીનેરે;
દેહ્ય જાણે ક્યાં ચામડું ચુંથાશે, આ સુખ દેખીનેરે. ૯

વદે વલ્લભ મુકય તું નાંદ, આ સુખ દેખીનેરે;
બેટાજી તે દન આવશે યાદ, આ સુખ દેખીનેરે. ૧૦

## પદ ૧ લું.

### સુણો અમારી અરજીરે—એ રાગ.

કરૂણા કરી ગીરધારીરે, સુણો અરજ અમારી. ટેક.
વૈકુંઠવાશી છો અવિનાશી, ચાતુર ભુજ ચક્રધારીરે. સુણો. ૧
વિશ્વના સ્વામી અંતરજામી, ચરણ કમળ બલિહારીરે. સુણો. ૨
કૃષ્ણ કૃપાળુ દીનના દયાળુ, વિઠ્ઠલવર જાઉ વારીરે. સુણો. ૩
અસર્ણા શરણ છો શામ વરણ છો, કિંકરના કલ્યાણ કારીરે. સુણો. ૪
વિશ્વપતી મતી ગતી દયો અતી, કાહાડો કુમતી નઠારીરે. સુણો. ૫
કહે વ્યાસ વલ્લભ છો પ્રભુ દુર્લભ, સુર્લભ શાંન્તિ દયો સારીરે. સુણો. ૬

## પદ ૨ જું.

નિશ્ચય કર્યું નીહાળીરે, ભજે તે ભાગ્યશાળી;
વ્હાલા જેને વનમાળીરે, તેની રીતી રૂપાળી; ટેક.
ભજન વિનાનો ભુંડો સમજવો, કરણી તેની કાળીરે. ભજે. ૧
હરી વિમુખ વિવાદનો ભોગી, ભકતોની કરે ચેષ્ટાળીરે. ભજે. ૨
ભક્તિ વીના ભુંડો કુડો કુકર્મી, તે સામું જોવું ન ભાળીરે. ભજે. ૩
સંગ કરે રંગ અંગનો ફરે, તેથી તે નાંખવો ટાળીરે. ભજે. ૪
અસુર સરખો ભજન હીણ નરખો, પેટમાં પ્રપંચ પાળીરે. ભજે. ૫
દુષ્ટરે દુઃખીને ભક્તરે સુખી, જોજો સૌ શાસ્ત્રો ન્યાળીરે. ભજે. ૬
બેઠી મિરાંબાઇ હરીપદ સાઈ, તેની વેળા કેવી વાળીરે. ભજે. ૭
સુધનવાને માટે તેના તાતે, તેલની કઢા ઉકાળીરે. ભજે. ૮
તે કઢા શીતળ કીધી શામળીએ, સેવક લીધો સંભાળીરે. ભજે. ૯
પ્રલ્હાદને સ્થંભે પ્રગટયા સ્વામી, મરણથી રાખ્યો ખાળીરે. ભજે. ૧૦
નરસીંહ મહેતાના ખરચ ખુટણમાં પાડવા ન દીધી તાળીરે. ભજે. ૧૧
લજ્યા લેવા બેઠા કૈરવ કુબુદ્ધ, ત્યાંથી ઉગારી પંચાળીરે. ભજે. ૧૨
વ્યાસ જોડે હાથ એવો મારો નાથ, નાંખે સૌ પાતક બાળીરે. ભજે. ૧૩

## પદ ૧ લું.

### માતાજીરે આજ આનંદ મારે અંગેરે. એ રાગ.

જુઠા જીવરે જુઠી માયામાં તું બેઠોરે; જુઠા જીવરે, પાપીના પંથમાં તું પેઠોરે. ૧
જુઠા જીવરે, કામ ક્રોધ મોહ લોભ લાગ્યોરે. જુઠા જીવરે, જનમારો તને તે ઠાગ્યોરે. ૨

જુઠા જીવરે, કુતરાને કામ જ્વર જાગેરે. જુઠા જીવરે, કારતીક માસે ક્ષુધા લાગેરે. ૩
જુઠા જીવરે, તજે છે તરશા આરામરે; જુઠા જીવરે, ભટકયા કરે છે ઠામો ઠામરે. ૪
જુઠા જીવરે, તો તને કોડા બાર માસરે; જુઠા જીવરે, તેથી કેટલો પડશે ત્રાસરે. ૫
જુઠા જીવરે, મનમાં કરીલે વિચારરે; જુઠા જીવરે, થાશે જમપુર અધીકારરે, ૬
જુઠા જીવરે, જંજાળી જાળમાં પડીનેરે; જુઠા જીવરે, થાકીશ પુંઠે રડીનેરે; ૭
જુઠા જીવરે, પાણી પેહેલી બાંધ પાળીરે; જુઠા જીવરે, વરીલે શ્રી વનમાળીરે. ૮
જુઠા જીવરે વાવ્યા પેહેલી વાડ કરીયેરે; જુઠા જીવરે, વ્યાસનું વેણ રૂદે ધરીએરે. ૯

## પદ ૨ જું.

સમજુ ભાઈરે, અજ્ઞાનીને પરહરીએરે, તેની સાથે વાદ વીવાદ ન કરીએરે. ૧
દુરીજનની, વાત ન સુણીએ કાનરે; ખશી જઈએ, એવાથી ચ્હાય તે બાનેરે. ૨
નાસ્તીકને તો, કહીએ કે ભાઈ અમે હાર્યારે; વારીએ નહીં, વાર્યાથી તે ન રહે વાર્યારે; ૩
માટે દુષ્ટ, જનને કહેવું તમે મોટારે; કહેવું તમે, સાચાને અમે ખોટારે. ૪
તેવું કહે, ન થઈ જઈએ છોટારે; છોટા થએ, કદી નહીં આવે ટોટારે; ૫
નકી જીવ, જયાં ત્યાં મિથ્યા ઘાલે ઘોટારે; ખીલે ફુટે, જેવા છે જળના પરપોટારે. ૬
ઉગે ઘરો, વડને કહે રહે દુરરે; વધવું મારે, માટે દે જગ્યો ભરપુરરે, ૭
તો વડ કહે, ચોમાસા પછી ખશીશરે; થાજે મ્હોટી, હું જઈ દુર વશીશરે. ૮
એમ કહી, રહે એવે વહે ચાર માસરે; વરસ્યા રૂતુ, ગયે પામે ઘાસ નાસરે. ૯
ઘરોબાઈ, સુકાઈને દેહાયરે; ત્યારે વડ, વદે લેતૂં જગીઆયરે, ૧૦
ત્યારે ઘાસ, બાઈ બોલેલાં પડે વીલાંરે; તેવી રીતે, અજ્ઞાની પાણીવડે ઢીલાંરે, ૧૧
વડની પેરે, પહેલું જ્ઞાનીએ રેહેવું સ્થીરરે; દુર ન નાઠો, તેમ રેહેવું ગંભીરરે. ૧૨
સુભજનોએ, નિશ્ચય રાખવો મનરે; શાંન્તી રાખી, વદે છે વ્યાસ વચનરે. ૧૩

## પદ ૩ જું.

વિરાજીરે, શીશ સ્વામી કર સાચોરે; વિરાજીરે, કો ઠલ્પે નવ પડે કાચોરે, ૧
વિરાજીરે, આદ્ય અખંડ અવિનાશીરે; વિરાજીરે, તે વિના સહુ ફંદ ફાંશીરે. ૨
વિરાજીરે, રામ રામ રામ રામ કહીએરે; વિરાજીરે, ભવસાગર તરી જઇયેરે, ૩
વિરાજીરે, ગોવિંદ ગોવિંદ ગઈએરે; વિરાજીરે, હરી હરી કરી હરીજન થઈએરે. ૪
વિરાજીરે, રણછોડ રણછુટવા રટીયેરે; વિરાજીરે, વિઠ્ઠલ વિઠ્ઠલ વદી વટીયેરે; ૫
વિરાજીરે, પ્રભુ પ્રભુ પોકાર કરીએરે, વિરાજીરે, ધાઈ ધાપને ધ્યાન ધરીએને. ૬
વિરાજીરે, અંત વખતનો એ બેલીરે; વિરાજીરે, તે વણ જાણુ સર્વે મેલીરે. ૭
વિરાજીરે, સાથે શ્રી રામ નામ આવેરે; વિરાજીરે, જમકીંકરનું ન ફાવેરે. ૮
વિરાજીરે, કૃષ્ણ કૃષ્ણ કહ્યા વણ કાચુરે; વિરાજીરે, વ્યાસને ભાણુ વાગ્યું સાચુંરે. ૯

## પદ ૧ લું.

ઊંઘ તને કેમ આવે, એ રાગ.

જીવ જપી લે જુગદાધારરે, પગથીયું છેલ્લુ છે;
આ મનુષા દેહી અવતારરે, પગથીયું છેલ્લું છે. ૧
ચેતિ ચઢી જા થઇ સમશેરરે; પગથીયું૦
ટળે લક્ષ ચોરાશીનો ફેરરે. પગથીયું૦ ૨
નહીં આવે ફરીથી લાગરે; પગથીયું૦
તહારા વપુનો કરમાશે બાગરે. પગથીયું૦ ૩
તહારા બાળપણના જે રંગરે; પગથીયું૦
તેના પાપનો મેલ તહારે અંગરે. પગથીયું૦ ૪
તે ધોવાનો એક ઉપાયરે. પગથીયું૦
લે સાબુ સમરણ કર માંયરે. પગથીયું૦ ૫
રામના નામની દે ઝીકરે; પગથીયું૦
તહારી ટળશે જમની બીકરે; પગથીયું૦ ૬
ભર્યું ભજન રૂપી જળરે; પગથીયું૦
તેમાં દેહી થાશે નીર્મળરે. પગથીયું૦ ૭
તું વિવેકથી વીંછળરે; પગથીયું૦
સત્ય સમજી અઢળક ઢળરે. પગથીયું૦ ૮
તહારૂ અંધારારૂપી અજ્ઞાનરે; પગથીયું૦
કરે જ્ઞાન દીપક વિજ્ઞાનરે. પગથીયું૦ ૯
તહારૂ તીવ્ર આગળનું જાયરે; પગથીયું૦
વારી વારી વલ્લભ ગુણ ગાયરે. પગથીયું૦ ૧૦

## પદ ૨ જું

અલ્યા જીવડા વિચારીરે, સત્ય સંગ નવ કીધો;
જો એળે ગઇ ઉમર તહારીરે, જ્ઞાંન બોધ નવ લીધો. ૧
અલ્યા શું આવ્યોને શું જોયુંરે; સત્ય૦
ખરૂં રળવાનું તેં ખોયુંરે જ્ઞાન૦ ૨
અલ્યા અવાળે બાચકા ભર્યારે; સત્ય૦
માયા ધુંઅમાં ફોગટ ફર્યારે. જ્ઞાન૦ ૩
અલ્યા માંથે છે કાળ બહુ કુડોરે; સત્ય૦
શીદ ખુવે છે અવસર રૂડોરે. જ્ઞાન૦ ૪
અલ્યા રમતાં બાળપણ ખોયુંરે; સત્ય૦
જવાનીમાં જંજાળ ચિત્ત પ્રોયુંરે. જ્ઞાન૦ ૫

તહારાં ગયાં દસ વીસ ત્રિસરે; સત્ય૦
થયાં મ્હો માયામાં ચાળીસરે. જ્ઞાન૦ ૬
અલ્યા જન્મી જનેતા વગોવીરે; સત્ય૦
બધી જીંદગાની ડહોળાવીરે. જ્ઞાન૦ ૭
કર્યાં જપ તપને વ્રત મોટાંરે; સત્ય૦
સમજ્યા વણુ સાધન ખોટાંરે. જ્ઞાન૦ ૮
અલ્યા ભ્રમિત જીવ શીદ ભુલ્યોરે; સત્ય૦
છે વ્યર્થ વાસણુને ચુલોરે. જ્ઞાન૦ ૯
અન વણુ સાધન સો ખાલીરે; સત્ય૦
આ સુધો અરથ લે ઝાલીરે. જ્ઞાન૦ ૧૦
જ્ઞાન વણુ સાધન સહુ ફોકરે; સત્ય૦
કહ્યું વેદમાં પુન્ય સ્લોકરે, જ્ઞાન૦ ૧૧
જથારથ જગદીસને જાણુરે; સત્ય૦
વદે વ્યાસ વેદમાંથી વાણુરે. જ્ઞાન૦ ૧૨

---

## પદ ૧ લું.

### ઝીણા મારૂનો રાગ.

ભજીલે ભાઇ ભજીલેને, ભજીલે તું રામ;
રામ ભજવાથી તારૂં, સરે સરવે કામ. જીવ૦ ટેક
રામ ભજ્યા ધ્રુવતો, અચલ લીધો ઠામ;
બિભીક્ષણે ભજી લંકાં, લીધીરે તમામ. જીવ૦ ૧
ભજ્યાતા પ્રલાદજી તો, સ્થંભે વસ્યા શ્યામ;
કહા સુધનવાની હારી, દીધું સુખ ધામ. જીવ૦ ૨
શબરીનાં બોર જમી, સદા રાખ્યું મામ;
કર્માં બાઇનો ખીચડો, એને વધાર્યું નામ, જીવ૦ ૩
મીરાં બે સગાંને તજી, ભજી રાખી હામ;
મ્હેતાજીની લજ્યા રાખી, જુએ આખું ગામ. જીવ૦ ૪
માટે પ્રાણી ભજ તજ, મોહ થા ગુલામ;
વ્યાસ વદે ભજવામાં, શા દુલે છે દામ. જીવ૦ ૫

## પદ ૨ જું.

ભજનમાં બોલ, ભુંડા ભજનમાં બોલ;
બોલવાથી તુને ક્રષ્ણુ, કરાવે કલોલ. ભુંડા૦ ટેક
શીદને સરમાય છે તું, તહારૂ રહે બોલ;
જોડ ઊગતો હોય, તેને ધિક્કારી ઢંડોળ. ભુંડા૦ ૧

જગધિશ જપતાં શી, જીભે પડે ઝોલ;
તાળી દેતાં ત્વચાતણી, ઉતરે શી છોલ. ભુંડા૦ ૨
લાજ શી મ્હારાજ ગાતાં, મુકય હૈયા ચોળ;
હુંધ આળસ કર આગી, દલ ખોલી ડોલ. ભુંડા૦ ૩
ગાંડા ઘાંટો કાહાડે નહીંશું, ગળામાં ગલોલ,
વ્યાસ વદે લાજે તેતો, નર ખર તોલ. ભુંડા૦ ૪

પદ ૩ જું.

જપ જગધીસ જીવ, જપ જગધીસ;
જપ કરવાથી તને, રીઝે સાચો ઈશ. જીવ૦ ટેક
મોહ માયા મદને, મચ્છરમાં મરીશ;
કેહેડ બાંધી કષ્ણુ કહે, સંસાર તરીશ. જીવ૦ ૧
જીવી જીવીને તું જીવે, દસ વીસ ત્રીસ;
ચાળી પચા સાઠે છેડો, કાળ તારે શીશ. જીવ૦ ૨
માત તાત ભ્રાત ભાર્જા, પોતાનાં બોલીશ;
તેનાથી છોડાવા આવે, પ્રભુના પોલીસ. જીવ૦ ૩
ઝાલ માળા મેલ ચાળા, કાળાં આં કરીશ;
સાચુ તરવું સમજે તો, મિથ્યા માં વહિશ. જીવ૦ ૪
પાપથી પ્રવેશી જમ, પડાવશે ચીસ;
માટે ડરી ડગલું દે, નિતિ ન મુકીશ. જીવ૦ ૫
પુન્ય જમે કર્યું નહીં તો, ભીખ તું માગિશ;
વળી લક્ષ ચોરાશીમાં, ફરવા લાગિશ. જીવ૦ ૬
પ્રતીકાનાં નાંણા વાણા; મેળવી રહીશ;
પુન્ય પાળી બાંધ્યા વિના, લપશી પડીશ. જીવ૦ ૭
વહ્લભનું વળાવું જો, લેઈને વટીશ;
સમાગમે જ્ઞાન થાશે, રામને રટીશ. જીવ૦ ૮

પદ ૪ થું.

અદેખાઇ મેલ, ઉંધા અદેખાઇ મેલ;
કેડે કુથલી કેમ કરે, ફાંસીયા ફાટેલ. ઉંધા૦ ટેક.
અન્યની અક્કલ જોઈ, બળે છે બળેલ;
હૈયામાં શી હોળી ઉઠે, ચીત્તના ચળેલ. ઉંધા૦ ૧
કંઇ ચાલે નહીં ત્યારે, કરે ખોટા ખેલ;
ઓછુ છાછુ વેંણુ વદે, છરમાં છકેલ. ઉંધા૦ ૨

ઝેર જ્હેર વણ પણ, દ્વેશનો ભરેલ;
સુખ સામાતણું જોઇ, દુઃખમાં પડેલ. ઉંઘા૦ ૩
કેકની કીર્તિ સુણી, હાજે દી ઉઠેલ;
વીદ્યાની વડાઇ જોઇ, વખોડે વટલેલ. ઉંઘા૦ ૪
મહતા જોઈ તુજ તનમાં, રેડાય છે તેલ;
હૈયુ હાથ રાખી હેઠો, બેશ ઉખડેલ. ઉંઘા૦ ૫
મરમે વદી માંથુ વાઢે, છઠ્ઠીના છળેલ;
જસ ઝાંખો કરવાને, ભુંકે તું ભઠેલ. ઉંઘા૦ ૬
ઉહાડે તું રવી સામી, રેંણું રખડેલ;
પણ પડે તુજ માંથે, ઓળી લે અશેલ. ઉંઘા૦ ૭
આંખે કમળો તેથી તુંતો, દેખેરે પીળેલ;
તને ફેર ચડયા તેણે, દેખે જગ ફરેલ. ઉંઘા૦ ૮
માટે ઉપદેશ લે તું, કપુત કુટેલ;
વલ્લભ કે વાંકુ વદે, કરમ કુટેલ. ઉંઘા૦ ૯

---

## પદ ૧ લું.

એમ કહે હનુમાન. એ રાગ.

અમે નાણાવટીરે, અમે નાણાવટી;
નગદ નાણુ નારાયણ, નામનું ધીરશું. અમે નાણા૦ ટેક
મારી દુકાન દેશે દેશ ચાલે, ફરીયે ન નાણા વણ કર ઠાલે;
કૈને ધીયાં તે ગ્રસ્થ થઇને મ્હાલેરે. અમે નાણા૦ ૧
વળી ચોકશીની વ્હેડી ચાલી, ઘણા જનને જણસ વ્હેરવા આલી;
કંઠી ઉતરી તુળસીની લાલીરે. અમે નાણા૦ ૨
કૈંક જનના ભવનાં કષ્ટ કાપ્યાં, સાહુકાર જોઇ માપે માપ્યા;
નવઘરાં બદલ બેરખા આપ્યારે. અમે નાણા૦ ૩
અમ ગ્રહસ્ત થકી હારે મેરૂ, એક હાટ કર્યું ગાંધી કેરૂ;
દેઉ ઉધારે ગોપીચંદન ગેરૂરે. અમે નાણા૦ ૪
પરવરતીથી મન છોડાવું, નીરવરતીમાં જીવ જોડાવું;
વદે વલભ માયા મોહ તોડાવુંરે. અમે નાણા૦ ૫

## પદ ૨ જું.

જડ બુદ્ધીનારે, મુંઢ બુદ્ધીના;
જ્ઞાન સરવ સુણ્યું પણ, કાંઇ સમજ્યો નહીં. જડ બુદ્ધિના૦ ટેક.
ભલ્યા જ્ઞાન ઘણું સુણે કાને, તેટલી વેળા સાચુ માને;
વળી થઇને ઘુમ્યો ઘર ધ્યાનેરે. જડ બુદ્ધિના૦ ૧

એવું કઠીણ કાળજુ કેમ થયું, રમતાં જમતાં જોબન ગયું;
હવે આયુશ તહારૂ આવી રહ્યુંરે. જડ બુદ્ધિના૦ ૧
તને ગરભમાં ભગવત લાવ્યોતો, કરી અરજને આંહીંમાં આવ્યોતો;
આવ્યો ત્યારે શું સંગ લાવ્યો તોરે. જડ બુદ્ધિના૦ ૩
જો જનમ્યો હતો ઠાલે હાથે; રળવા રઝળી રણ કર્યું માંથે
જો જૈશ ત્યારે શું લૈશ સાથેરે. જડ બુદ્ધિના૦ ૫
તારો ન્યાય તૂં કરી લેને આપે, જ્ઞાન થયું હોય તો માપજ માપે;
શું સંગ લીધું તુજ માબાળેરે. જડ બુદ્ધિના૦ ૫
બોધ સુણ્યો પણ તેમ નવ ચાલ્યો, સુધુ સમજી ઉંધો મત ઝાલ્યો;
વદે વલ્લભ જોજે જમપુર ઘાલ્યોરે. જડ બુદ્ધિના૦ ૫

## પદ ૩ જું

દુખ થયા વીનારે, સુખ ગયા વિના;
માયા મોહીત જીવને હરી સાંભળે નહીં. દુઃખ થયા૦ ટેક
સુખે સાંભર્યો નહીં રાવણને, સાંભર્યો નહીં બીજા દુરીયોધનને;
ત્રીજા સાંભર્યો નહીં જરાસનનેરે. દુઃખ થયા૦ ૧
જુઓ દુઃખ પડયું પાંડવને અતી, વન વેઠયાથી થઈ સુભમતી;
સુભમતી થકી થઈ મોક્ષ ગતીરે. દુઃખ થયા૦ ૨
ધ્રુવજીને અપરમાએ મેણું દીધું, ઘર ત્યાગ કરી વન તપ કીધું;
તપ કીધું તો અવીચળ પદ લોધુંરે. દુઃખ થયા૦ ૩
એવા અતી દાખલા તે કયાં કહીએ; થોડું કહે ઘણું સમજી જઈએ;
સાણા જનને સત્ય બેસે હૈયેરે. દુઃખ થયા૦ ૪
તેવું દુઃખ દીઠું વલ્લભે ઘણું, ત્યારે જ્ઞાન થયું ગોવીંદતણું;
માટે વિપત વૈરાગ ભક્તિ ભણુંરે. દુઃખ થયા૦ ૫

---

## પદ ૧ લું.

### સીતાજીના મહીનાનો રાગ.

પ્રભુ દાસ તમારો રાંક, દયા કાંક લાવીયે;
મારો એકે નથી ઉપાય, હવે વહારે આવીયે. ૧
પ્રભુ જોયા મેં મા ને બાપ, બેલી બધાં સુખનાં;
ભગની ભારજા કે ભ્રાત, દેનારાં છે દુઃખનાં. ૨
પ્રભુ રીતે કરૂં રોજગાર, નીતિ રાખું ધર્મની;
માત તાતને ગમે ન કાંય, જુઓ કાંણી કર્મની. ૩

પ્રભુ ખાઇ પી રેહેવું ખુશ, એવું ગમે સુજનને;
કહાડુ આયુંદમાં દન, ભજી ચત્રુભુજને. ४
પ્રભુ તેમાં સંતાપે મા બાપ, પુરવનો પાપીયો;
મેં શો કીધો તમારો બીગાડ, આંહી જન્મ આપીયો. ५
પ્રભુ ત્યાગી થઇને જાવું, થાઉં ખુશી વન વીશે;
તોય હાંસી જગતમાં થાય, બેઉ બાજુ દુઃખ દીસે. ६
પ્રભુ આરો મારો નથી એક, બળે હઇએ હોળીયો;
કાંઇ રસ્તો બતાવો રામ, રડે ભક્ત ભોળીયો. ७
પ્રભુ પુર્વે કર્યા શાં પાપ, તાવે બાપ તાવડી;
કહી તાત તો તેવો હોય,, પણ તેવી માવડી ८
પ્રભુ અપરમા ધ્રુવજીની માત, તેવી માત માહારે;
પ્રલ્હાદના તાત તુલ્ય તાત, શું કરૂં ત્યાહારે. ९
પ્રભુ દુનીયાના દો રંગ, ડાહાપણુ કરે ડાહ્યલા;
ઘર ફાટે ગણાઇએ ગુમાર, ગાંડા તે બાયલા. १०
પ્રભુ બાનાના બેલીછો બાપ, બીજો બાપ છે નહીં;
વ્યાસ કહે શરણુ લ્યો આપ, દયા લાવો દલ મહીં. ११

પદ ૨ જું

જીવ જપી લેને જગદિશ, વરસ વહી ગયાં;
તહારૂં સગુ ન જાણીશ કોય, ઠગારાં લોગાં થયાં. १
રળે ખપે ત્યાં સુધી ખપ, પડે સૌને તાહારો;
નહીં તો ન પુછે કોઇ ભાવ ખાધા કરે વાયરો. २
અલ્યા રાજદરબારનો દુત, કર તહારો ગ્રહે;
તો સગાં સ્નેહી સૌ સાથ, દેખીને દુર રહે. ३
કોઇથી તુને ના છોડાવાય, જોડે જોડાવશે;
તોતો જમદુત કાંડુ સ્હાય; ત્યાં કોણ છોડાવશે. ४
લેઇ જાય જમ ઝાલી કેશ, દવેશ લેશ નહીં કમી;
નાંખશે ગોખરૂંને પંથ, રહે કાંટા કયમ ખમી. ५
પેહેરવા ન મળે ઉપાન, હેરાન થાય ચરણુથી;
ભોંકાશે ભાલામાં વાન, ભુંડુ એતો મરણુથી. ६
આવે વૈતરણીનાં નીર, તરી તીર કેમ વહે;
પડે જમડાનો જબરો માર, ઓ જીવડા તું શું સહે. ७
કુલ્યો કુલ્યો ફરે ફાટેલ, બેલજ ખોટા કરે;
નાલ તાત જાતને માત, માનીતો તેમાં ફરે. ८

શું કરે સગાંનો સંતાપ, તું ટાળ્ય તારા તાપને;
જમના માર વેળા પોકાર, કરીશ કીયાં બાપને. ૯
માટે શખ્ય અલ્યા કાંક બીક, શીખજ સાચી જાણજે;
કહે વલ્લભ કાં ગણ્ય સ્નેહ, કાંતો દવેશ આણજે. ૧૦

## પદ ૧ લું.

વીંજણો રમણ ચડયો. એ રાગ

કે સમરણ કરતાં સરમ શાની,
નઠારા નીચું નીરખે શું અગનાની. કે સમરણ૦ ટેક
ભુજે ભુજ ભેળવી દે તાળી, તેમાં શીદ લાજ ધરે ઠાલી;
ન લાજયો કંન્યાનો કર ઝાલી. કે સમરણ૦ ૧
કે માળા ઝાલતાં શું થયા કાળા, મિથ્યા લાજ ધરે કરી ચાળા;
ન લાજયો પહેરતાં વરમાળા. કે સમરણ૦ ૨
કે હુંગ આવે છે ભજન કરતાં, કે થાળ મુકતાં લાજી મળતાં;
ન લાજયો કંન્યાને ગ્રાસ ધરતા. કે સમરણ૦ ૩
કે પરકંમા કરતાં પાછો પડીઓ કે વામાં વરવા સન મુખ અડીઓ;
મંગળ ફેરા ફરતાં કરી હડીયો. કે સમરણ૦ ૪
કે હરી જનના લાડમાં લાજયો, કે દેખી છોકરાંને ઘણો ગાજયો
લડાવું લાડ કહી બાળને બાજયો. કે સમરણ૦ ૫
કે લઢતાં વઢતાં ન જીભ થાકી, કે રામનામ દેતાં રસના પાકી;
ઉંધો પંથ પકડીને ધુળ ફાકી. કે સમરણ૦ ૬
કે મહોટમ મુકી દે પાપી, કે કીડી થઈ સરસ સાકર ખા પી;
હાથી થયો ઝેડાં કરડ કાપી. કે સમરણ૦ ૭
કે તારી દીધે તન તસ્કર ત્રાસે, કે ઉંચે હાથ ડોલતાં ન ભય ભાસે;
અવાજ થકી આળશ પાપ નાસે. કે સમરણ૦ ૮
કે થોડું કહે સમજી સરમ તોડો, કે લાજ તજો આળસમાં મોડો;
વલ્લભ કહે હરી સંગ જીવ જોડો. કે સમરણ૦ ૯

## પદ ૨ જું.

કે ભગવત ભાવે ભજો ભાઈ, કે હરી હરી રટો ગટ માંહી. કે ભગ૦ ટેક.
કે ભગવત ભજતાં ભવ તરશો, કે રામ રામ રામ રામ મુખ કરશો;
પ્રભુનો પાઠ પઢી પાપ પરહરશો. કે ભગવત૦ ૧
કે વીષ્ણું વીષ્ણું વીષ્ણું વીષ્ણું વદીયે, કે સામળાને સદા સખીયે રહીયે;
જપી જગદીસ જમને ન બદીયે. કે ભગવત૦ ૨

કે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કહીયે, કે ગોવર્ધનધારી ગોવિંદ ગ્રહીયે;
શુંદીર શ્યામતણી સેવનામાં રહીયે. કે ભગવત૦ ૩
તે પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પઢીયે, કે જગપતી જોડે જીવડા જડીયે;
સુનો ન સુકો ઘનશ્યામને ઘડીયે; કે ભગવત૦ ૪
કે જગન્નાથ જુગજીવન ઝીણો, કે મુંઢ મતી વિઠ્ઠલવર વીણો;
ટળશે ક્રુર કરમનો દોશ હીણો. કે ભગવત૦ ૫
કે નારાયણ નરહરી મુખ કેને, કે રણછોડ રણ છોડાવણ છેને;
જીવડા જપ જીભડીયે તું તેને. કે ભગવત૦ ૬
કે ધન્ય જનુની જે હરીજનને જણે, કે ઈકોતેર પ્હેડીનું નરક હણે;
વલ્લભ વ્યાસ વારંમવાર ભ્રમને ભણે. કે ભગવત૦ ૭

---

## પદ ૧ લું.

કોણ ગતી વ્રજરાજ—એ રાગ.

મુંઢમતી મકલાય, માયામહી મુંઢમતી મકલાય; ટેક.
જેહ માયામાં, મગ્ન રહે છે, તેજ નરક લઈ જાય. માયા. ૧
પંચ વિષયમાં, જેને જે વાસના, તેને બંધન થાય. માયા. ૨
શબ્દ વિષયમાં, હરણ રીઝે, પારધી કર પકડાય. માયા. ૩
રસ વિષયથી, મછ મોહનીને, રસના સ્વાદે હણાય. માયા. ૪
પતંગ પ્રાણી, રૂપ વિષયથી, જહની વપુ પ્રજળાય. માયા. ૫
સ્પર્શ વિષયથી, ગજરાજ ગરજી, ખાડ પડી બંધાય. માયા. ૬
વાસના વિષયે, ભમ્મર પુષ્પમાં, પેશીને પ્રાણ પળાય. માયા. ૭
એકેક વિષયવાળા પ્રાણી, દુઃખ પડે ને દુભાય. માયા. ૮
જે જળમાં જે, તારો થયેલો, તે કેમ નહીં ડુબાય. માયા. ૯
વ્યાસ વલ્લભ કહે, જાળ જુઠીમાં, કરમ હીણ કુટાય. માયા. ૧૦

## પદ ૨ જું.

ભાવે ભજો ભગવાન, ભાઈ તમે, ભાવે ભજો ભગવાન. ટેક.
ભગવત ભજવા, દેહ મળ્યો છે, ન ભજે પશુ સમાન. ૧
કપુત કહ્યું કરે ન કોઈનું, સમજે સપુત સંતાન. ભાઈ. ૨
દામ ન બેસે નામ લીધામાં, ન તુટે તન મન માન. ભાઈ. ૩
પ્હેલુ સુ કરમે મચ્યો રહે તું, પછી ઉપાસના ધ્યાન. ભાઈ. ૪
કર્મ ઉપાસના બેઉ કરીને, પછી લે ઉત્તમ જ્ઞાન. ભાઈ. ૫
શુભ કર્મોથી જગ ફળ મળશે, ટળશે પાપનાં માંન ભાઈ. ૬

ઉપાસનાથી વાસ વૈકુંઠે, સાચું સમજ નાદાન. ભાઈ. ૭
જ્ઞાનથી થાશે મુક્તિની પ્રાપ્તિ; જન્મ મૃત્યુ નહી વાન. ભાઈ. ૮
ચાતુર વેદના કાંડ એ ત્રણ છે, માટે તેમાં દે ધ્યાન. ભાઈ. ૯
ત્રિવિધિ તાપને આપ સમાવી, સમજવી સત્ય સાન. ભાઇ ૧૦
જંજાળી જાળનો કાળ છે કપરો, વ્યાસ વદે રાખ્ય ભાન. ભાઇ. ૧૧

---

## પદ ૨ જું.

### રાગ કાઠીઆવાડી હાલાર.

અલ્યા ફુલી ફુલી શું ફુલાય, જીવરાજ આઠ ઘડીનું અજવાળીયું રે. ટેક.
તારો ભવ ભલેરો ભુલાય. જીવ. ૧
જોને પ્રાણીના જુદા જુદા રંગ. જીવ.
કરે નવા નવા બહુ બંગ. જીવ. ૨
કોઈ હસે ને કોઇ કોઇ રોય. જીવ.
કોઈ રમે ને કોઇ કોઈ જોય. જીવ. ૩
કોઇ ખાઓ કહે નવ ખાય. જીવ.
કોઇ ભુખ્યા ભુખે ભટકાય. જીવ. ૪
કોઇ વાહને ચઢે વારંવાર. જીવ.
કોઇ પાવલે પ્રજળે અપાર. જીવ. ૫
એવા ગરીબ ગૃહસ્થ અનેક; જીવ.
પણ પંથ સરવેનો એક. જીવ. ૬
ગત થયે છે સરખો ડાઘ. જીવ.
કાં નીર અવની કે આગ. જીવ. ૭
છે છેવટે સરખી રીત; જીવ.
રહે સુખીનું સંપતીમાં ચિત્ત. જીવ. ૮
તેની વાસના ત્યાં બંધાય; જીવ.
જાય મતી ગતી ત્યાં થાય. જીવ. ૯
સુખે સાંભરે સોનીડાનું ધામ. જીવ.
દુઃખે સાંભરશે સીતારામ. જીવ. ૧૦
અલ્યા રામથી મોક્ષ મુકામ; જીવ.
થાયે વૈભોગે નર્ક વિસરામ. જીવ. ૧૧
પડ્યું દુઃખ તેને થયું સુખ; જીવ.
લીધુ સુખ તેને પડ્યું દુઃખ. જીવ. ૧૨
અલ્યા દુઃખ તે શુભ સુખ માન્ય; જીવ.

સત્ય સમજી ધર હરી ધ્યાન. જીવ. ૧૩
અલ્યા ધ્યાનથી મળશે માન્ય; જીવ.
વદે વલ્લભ ભજ ભગવાન. જીવ. ૧૪

પદ ૨ જું.

તારે ઠરવાની નાવી ઘડી એક; પ્રાણુલાલ જનમીને જંજાળમાં પડયોરે.
તારી જંજાળનો આવ્યો નહીં છેક; પ્રાણુલાલ. ૧
લેંતો લીધા કેટીક અવતાર. પ્રાણુલાલ.
જ્યારે ત્યારે ધંધામાં તૈયાર. પ્રાણુલાલ. ૨
બધી વેળા ગ્રસ્થ થવું ધાર્યું. પ્રાણુલાલ.
તારૂ વપું વગોવી માર્યું. પ્રાણુલાલ. ૩
પણ ગ્રહસ્થ ન થયો કોઈ વાર. પ્રાણુલાલ.
કદી થાય તો શું સંગ લે શુમાર. પ્રાણુલાલ. ૪
રળી રળી ભર્યો ભંડાર; પ્રાણુલાલ.
કેડે લુંટી બેઠાં પરીવાર. પ્રાણુલાલ. ૫
તારી કેડે ન કોડી આવી એક; પ્રાણુલાલ.
મિથ્યા મારૂ કહીને ધર્યો ટેક. પ્રાણુલાલ. ૬
તહારા વૃદ્ધોનો કરી લે વિચાર; પ્રાણુલાલ.
સંગે લીધુ ન્હોતૂ લગાર. પ્રાણુલાલ. ૭
તેથી તું પણ નહીં લે સાથ; પ્રાણુલાલ.
માટે જપી લે વ્યાસનો નાથ. પ્રાણુલાલ. ૮

---

પદ ૧ લું.

મારા રંગીલા રણછોડ. એ રાગ.

હરી હીરો આવ્યો મુજ હાથ, જગત લાજ છોડીરે;
મળ્યો મળ્યો આ વિશ્વનો નાથ, દીધો જીવ જોડીરે. ૧
નથી લોક તણી ઓશીઆળ, જગત લાજ છોડીરે;
મારો કર ગ્રહો ગોપાળ, દીધો જીવ જોડીરે. ૨
મેલી નાતને જાતની શર્મ, જગત લાજ છોડીરે;
જાણ્યો જથારથ મુળ ધર્મ, દીધો જીવ જોડીરે. ૩
કરો કલ્પાંત ઘરની નાર, જગત લાજ છોડીરે;
પણ ભય ન ધરીએ લગાર, દીધો જીવ જોડીરે; ૪
બાળ બચ્ચાં કરો કલ્પાંત, જગત લાજ છોડીરે.
વળી ગઈ સંસારની શાન્ત, દીધો જીવ જોડીરે. ૫

રડયા કરો માતને તાત, જગત લાજછોડીરે;
જાણી પરમાનંદની વાત, દીધો જીવ જોડીરે. ૬
ફુટો કકળો ભગનીને ભ્રાત, જગત લાજ છોડીરે;
દીઠું પરમપદ સાક્ષાત, દીધો જીવ જોડીરે. ૭
કરો દુનીયાં ચાહાય તે વાત, જગત લાજ છોડીરે;
હવે હૈયું નથી રહ્યું હાથ, દીધો જીવ જોડીરે. ૮
માનો મશ્કરી કે માનો સાચુ, જગત લાજ છોડીરે;
સધયો સ્વારથ શું કાચુ, દીધો જીવ છોડીરે; ૯
ધરીશું એરખા માળા અંગ, જગત લાજ છોડીરે;
કરીશું નવા નવા રંગ, દીધો જીવ જોડીરે. ૧૦
ધરી શું ગોપીચંદ ગેરૂ, જગત લાજ છોડીરે;
ડગુ ન જેમ ડગે ન મેરૂ, દીધો જીવ જોડીરે. ૧૧
ચાહ્ય તુટી પડે આખુ આભ, જગન લાજ છોડીરે;
કેમ ખોટ ખાઉ આવ્યો લાભ, દીધો જીવ જોડીરે. ૧૨
નાચીશું ગાઈશું ઘેર ઘેર, જગત લાજ છોડીરે;
પાડીશું તાળીયો ઠેરે ઠેર, દીધો જીવ જોડીરે. ૧૩
લોક છો કહે ગાંડો ઘેલો, જગત લાજ છોડીરે,
કહે પાખંડી પણ પહેલો, દીધો જીવ જોડીરે. ૧૪
નથી જોવી કુકર્મીની કેહણી, જગત લાજ છોડીરે;
ધ્યાન ધરવું છે દીવસ રેણી, દીધો જીવ જોડીરે. ૧૫
નક્કી કરવું છે કામ સૌ ઠામ, જગત લાજ છોડીરે;
ધાર્યો નીશ્ચય વલ્લભરામ, દીધો જીવ જોડીરે. ૧૬

## પદ ૨ જું.

કોઇ જ્ઞાની ધરે છે દેહ, જગતને સારૂરે;
જ્ઞાન બોધ કરે છે તેહ, જગત ને સારૂરે. ૧
રવી પ્રગટે પ્રાતસકાળ; જગ૦ અગની પ્રગટાવે જવાળ. જગ૦ ૨
મેઘવર્ષો કરે જળ ધાર; જગ૦ વાયું વાય છે વારંમવાર. જગ૦ ૩
નીર રાખી રહી સરીત; જગ૦ પૃથ્વી રહી સદા સ્થીત. જગ૦ ૪
સિંધું પકવી દેછે લુણ, જગ૦ થાયે વનસ્પતીને ગુણ. જગ૦ ૫
તરૂવર રાખી રહે ફળ; જગ૦ સંગરે છે સરોવર જળ. જગ૦ ૬
કૈંક દેવ ધરેછે કાય; જગ૦ એવા ઘણા જણા ઉદે થાય. જગ૦ ૭
કહે વલ્લભ ધરી દેહ; જગ૦ જાણે જીજ્ઞા શું હોય તેહ. જગ૦ ૮

## પદ ૧ લું.

ચાંદલીયાનો રાગ.

સત્ય સમજ્યા વિણુ, સુખ અચળ આવે નહીં;
સહુ સમજે છે સત્ય હરીનું નામજો;
હરી હરી કરીને ઘણા ગોથાં ખઇ ગયા;
પણ તે જીવડા ઠરી ન બેઠા ઠામજો. સત્ય. ૧
આરાધન સાધન સરવે સમજ્યા વીના,
કીધું પણ તે ફળદાતા તું જાણજો;
નર્ક ટળીને, સ્વર્ગ કે સુધામ પામશો,
પણ તેથી નહીં જન્મ મરણની હાણજો. સત્ય. ૨
જેટલું વિત તેટલું તે જીવ સુખ ભોગવે,
સમજે તેને બતાવું સેજ સાનજો,
છે નામે મોતી પણ ત્રેણ પ્રકારનાં;
તેવે પ્રકારે સમજી લે ભગવાનજો. સત્ય. ૩
ખરાં મોતીથી અન્ય મોતી ઉપન્યાં,
છીપીયાંને વળી બીણીયાં મોતી હોયજો;
જેવું મોતી તેવું વિત જો તે તણું,
વિત જેવું તેવું સુખ લે આ કોયજો. સત્ય. ૪
જુઓ નામ મોતી પણ કીંમત જુજવી,
જુજવી તેવી જુજવું જુજવું સુખજો;
માટે ક્ષર અક્ષર અક્ષરાતીત ઓળખો,
વદે વલ્લભ સુખ સારૂ ન ધરશો દુઃખજો. સત્ય. ૫

## પદ ૨ જું.

પરમેશ્વરને પરખી લેજે પ્રાણીયા,
પરખી લીધા વિના લાભ ન થાયજો;
નામ સોનું પણ નીચું ઉંચું હોયછે,
માલ જેવો જે ભાવ તેવો તે ખાયજો. પર. ટેક.
માયાનાં આભુષણ લેવા જાય છે,
તેને તું પરખાવે છે ઘેર ઘેર જો;
જીવનું જરીયાંન જગદીશ વિના છે નહીં
તેને તું પરખ્યાની ન કરે પેરજો. પર. ૧
જો પુરણ પ્રેમ હોય તો પરખીને લીયે,

જરયાંન ઉપર પ્રેમ તે પરખાવાયજો;
જાણ્યું લ્યા જરીયાનથી ઇશ્વર ઉતર્યો,
ખાતી વેળા કેમ પરખીને ખાયજો; પર. ૨
સંસારમાં ઉપયોગી ચીજ લે પારખી,
કુશકા મુકી કેમ માગે તાન્દુળજો;
જીભ્યા સ્વાદે ઉત્તમ સોધે પાપીયા,
તેવું ઉત્તમ સોધી લે બ્રહ્મ મુળજો. પર. ૩
અવિદ્યા જ્ઞાની કેહેશે શું કામ છે,
જયાં ત્યાં લેવું છે ઇશ્વરનું નામજો;
એમ લીધે છુટકો થાય તો કીર લે ઘણું,
અજબ જનાવર નીત્ય કહે મુખ રામજો. પર. ૪
આટલું કહેતાં પશુવત તે સમજે નહીં,
મનુશ જાતી સમજી જાશે સાનજો;
નિચો નાસ્તીક નહશે ન્યાય જોયા વિના,
વ્યાસ વદે જ્ઞાને ધારે સદ ધ્યાનજો. પર. ૫

પદ ૩ જું.

પાશાણ માર્યો વિણ કોઇને વાગે નહી,
વાગ્યા વિના ન નીકળે રૂધિરજો;
રૂધિર નીકળ્યા વિણ દવા સોધે નહીં,
સોધી ચોપડયા વણ સૂધરે ન શરીરજો, પાશાણ. ૧
ઉપરની ચોપાઇનો અર્થજ એટલો,
પંથે પંથમાં બહુ રહ્યાછે ભેદજો;
અનાદીના મારગ આઘા મેલીયા,
ન સમજયાં સૂવાં શહસ્ત્રને વેદજો. પાશાણ. ૨
તે સૌ સાર સમજવા ઇચ્છા ઉપની,
સોધી કાહાડયો શહાસ્ત્ર વેદનો ન્યાયજો;
પરમેશ્વર પ્રેરણાથી પ્રસિધિ કરૂં,
કરતાં સુજને પણ અડધું ફળ થાયજો. પાશાણ. ૩
પાશાણ રૂપી શંકા કરૂ તે જાણજો,
રૂધિર રૂપી નીકળશે વિચારજો;
શંકા દુર કરવા પુછે તે ઔષધી,
નીરૂપણ તે પ્રતક્ષ દવા સારજો. પાશાણ. ૪
જ્ઞાન ગ્રહણ કરે તે દવા ચોપડી,

એટલે હલમાં દુઃખ થયેલું જાયજો;
સુધુ તે ઉંધુ સમજે અજ્ઞાનીયો,
અંધ થકી શું દરપણમાં દેખાયજા; પાશાણુ. ૫
જ્હેરો શંખ ફુંકતાં કહે કરડયું હાઠડું,
જવાસો જળ મઈ થકી સુકાયજો;
ખર તે સાકરના સ્વાદને સમજે નહીં,
સમજતાંમાં કહે વહ્લભ જીવ જાયજો. પાશાણુ. ૬

## પદ ૧ લું.

ઓખારણમાં જાવ્યારે. એ રાગ.

પડયો કામરૂદેશમાં કામીરે, તહારો જીવ ગયો છે જામીરે;
સ્વામિ સાચો વિઠ્ઠલવર વિસારીયોરે,
કામ કામરૂ રૂપીરે, તને રૂજની દેહ દે સૂંપીરે;
કામજ્વર વેળા તને પીઉ ધારીયોરે. ૧
તેવો વૈભોગ જોઇરે, તહારૂ મન રહ્યું મ્હા મોહીરે;
ચાર ઘડી સુખનું તૂં અહંપદ લાવીયોરે,
તૂં તે સુખને વિખાણુંરે, તહારી રૂજનીનું ટળ્યું ટાણુંરે;
જ્હાણું વાયું કે બળદ બનાવિયોરે. ૨
ધુંસરી વગર વણ જોડેરે, મજુરી કરવા દોડેરે;
ઉદ્યમ રૂપી આખો દીન ખેતી કરેરે,
જો બળદને ખવરાવી રાખેરે, તેમ તુજને તાતા નાંખેરે;
અણુ સમજે કામરૂમાં તું કચરાઇ મરેરે. ૩
ગો સુત ઘડી બે ચારરે, કરે મ્હેનત બે પહોર વારરે;
પછી મ્હેનત મુંકીને બેસે કોરેરે,
પણ તેથી બળદ તું પાકોરે, ચાહ્ય થાકો કે ન થાકોરે;
આંકો નહીં ને મજુરી ચારે પ્હોરેરે. ૪
તું વિણુ હાંકે હંકાયરે; વણ નાથ્યે સિધો જાયરે;
વણ દાસે છો ઘર ગોરીના દાસડારે,
વદે વહ્લભ સત્ય વાતરે, જો વિચાર કરી દીન રાતરે;
ભગવતને ભજ્યા વણ ખાશો ખાસડાંરે. ૫

## પદ ૨ જું

અલ્યા પંચ વિષયના ભોગીરે, રંગમાં થયો તું રાગીરે;
જોગીપણું જનમીને ન આલીયુંરે;

તેં વૈભોગ લીધા નીત્યરે, ઘણા જનમ પુરણ પ્રીતેરે,
પણ સંતોષ પામી મન પાછું ન વાળીયુરે. ૧
એની ત્રપ્તી ન થાય પાપીરે, તેમાં શિદ રહ્યા છે ટાંપીરે,
જા પી જુગદીસ ખા પી સુખે સેહેલમાંરે;
તેવું કરવે શું થાશેરે, તારૂં આવા ગમન વહી જાશેરે;
પડીશ અખંડ આનંદ મોક્ષ મ્હેલમાંરે. ૨
તહારી ટળી જાશે ઉપાધીરે, તૂં સમજી આ સત્યવાદીરે;
લાદી ઉંચકી બેલ બને શિદ ધોબીનોરે,
નહીં રહે ઘર કે ઘાટનોરે, તું નહીંરે ચારે વાટનોરે;
ફાટા ફાટનો સંગ થયો કોઇ લોભીનોરે. ૩
ઘર ગોરીના ગુલામરે, તહારૂં સુધર્યું કયલે કામરે;
રામ નામ વિના તું પડે ખોટમાંરે;
માટે કરી લે ભક્તિરે, છે મનુષ્યાદેહમાં શક્તિરે;
વ્યાસ વલ્લભની પ્રતી સાચી ચોટમાંરે. ૪

---

## પદ ૧ લું.

નાગર નટરે. એ રાગ.

ધન્ય હરીજનરે, ઓ ધન્ય હરીજનને, ભાઈ સફળ કર્યો જનમારો;
જનમારો સફળ થયો તારો. ભાઈ૦ ટેક.
જન્મી ને જન્મ સુધાર્યો, કામ ક્રોધ લોભ મોહ માર્યો;
જમ કીંકર તુજથી હાર્યો; ઉઘડયો દનરે. ભાઈ૦ ૧
ત્રિવિધિ તાપ તારો ટળીયો, ધન્ય ભાગ્ય હરી શું હળીયો;
ખરો ખજાનો જ્ઞાનનો મળીયો, કરતાં ભજનરે. ભાઈ૦ ૨
ટાળ્યો આવાગમનનો ફેરો, ગયો લક્ષ ચોરાશી વેરો;
તુંને માયા ન ઘાલે ઘેરો, હરીશ પાવનરે. ભાઈ૦ ૩
હાલ લંપટથી નવ લાજ્યો, ગોવિંદ ગુણ ગાજ્યો;
તેવો સદા રેહેજે ખાઝયો તોડી તનરે. ભાઈ૦ ૪
દ્રઢ ભક્તિ કરજે નીત્યે, સદા રહેજે ચોખે ચિતે;
તું પેટ ભરી પુરણ પ્રીતે, જપ મોહનરે. ભાઈ૦ ૫
સદા ટેક રાખજે ઝાલ્યો, જોજે તેમાંથી હાલ્યો;
હાલ્યો તો ગરદન ઘાલ્યો, ન મરડીશ મનરે. ભાઈ૦ ૬
મુકી દેજે કલ્પના બીજી, રેહેજે રામ નામમાં રીઝી;
તને સદા કરે સ્હાય શ્રીજી, જુગજીવનરે. ભાઈ૦ ૭

હતુ અજ્ઞાનનું અંધારૂ, તે ટળી થયું જ્ઞાન સારૂ;
વદે વલ્લભ ધન ભાગ્ય મ્હારૂં, ઉઘડયાં લોચનરે. ભાઇ૦ ૮

## પદ ર જું.

ભજ ભગવતરે, ઓ ભજ ભગવતરે, ભગવત વણ સૌ છે ખોટું;
સૌ છે ખોટું દુઃખ મોટું, ભજ ભગવતરે. ભગવત૦ ટેક.
ભગવત વિણુ ખોટું ભાઇ, સાચી એની સગાઇ;
શીદ લપટે માયા માંહી, રૂડી વખતરે. ભગવત૦ ૧
સૌ સ્વારથનું છે સંગી, બાળ બચ્ચાંને અધંગી;
તેનો ના થા ઉમંગી, સમજી સતરે. ભગવત૦ ૨
ખોટામાં ખોટે જાગ્યો, તને મોહ માયાનો લાગ્યો;
શિદ મનુષ્ય દેહ તેં માગ્યો, કરવા ગતરે. ભગવત૦ ૩
ધર્યો મનુષ્ય દેહ શીદ પાપી, તને દીનતા દયા નવ વ્યાપી;
તારૂ કઠીણ પણું નાગ્ય કાપી, મુકી મતરે. ભગવત૦ ૪
જીવ સમરી લે સારંગ પ્રાણી, તેતો અચળ રેહેશે કમાણી;
સાચી છે વલ્લભની વાણી, ફળશે વ્રતરે. ભગવત૦ ૫

---

## પદ ૧ લું.

### નીરમળદાસના ભજનનો રાગ.

આ ખરૂ જ્ઞાન નહીં લેશે તેતો નીર ભાગી;
અહંપદથી છોડી દેશે. તેતો. ટેક.
દાસ હરીનો વ્યાસ પ્રભુ, પ્રેરણાથી ગળીયો જ્ઞાને;
બાળ લિલા કાને સુણીને, અજ્ઞાની નહીં માને. તેતો૦ ૧
કેં કેહેશે છે બુદ્ધીશાળી, જુક્તિયો ગોઠવે છે;
કંઇક કહેશે પંથ ચલાવા, ઉટાંગો ઓકરે છે. તેતો૦ ૨
ઉદ્યમમાં જોઇએ તે પાસું, તો આ કરૂં શાને;
સત્ય વસ્તુ છે ખોળવાની તે, મતીયા જન નહીં માને. તેતો૦ ૩
પ્રાકૃતની વાણી જાણીને, મુઢને સત્ય નહીં લાગે;
સૌ સમજવા પ્રાકૃત કીધું, સંસકૃત શું ભેદ ભાગે. તેતો૦ ૪
કંઇક કેહેશે મ્હોઢા આગળ, રમતો હતો તે છે;
એ ધણી શાનો છે જ્ઞાની, ઉંધા એમ વદે છે. તેતો૦ ૫
પણ તેણે કાંઇ ન વિચાર્યું, સૌ અવસ્થા બદલે છે;
તો તેણે કેમ નહીં બદલ્યું હોય, અંધ પુંછ ગ્રહી રેછે. તેતો૦ ૬
બદલ્યા વિના જ્ઞાન ન સુજે, હેરી કેમ કીરપા કરે;

આટલું કહે નહીં સમજેને, હાંશી કરતા ફરે; તેતો૦ ૭
નથી કર્યું આ પૈસો લેવા, નથી પંથ ચલાવા;
મુજ પાપ ધોવાને કંઇ કેહેશે, કર્યું ધુતી ખાવા. તેતો૦ ૮
સારો રસ્તો સહુને સુજે, તો અડધું ફળ પામુ;
તે આશાથી જ્ઞાન કથ્યું છે, મુંઢ ન જુએ સામુ. તેતો૦ ૯
નીંદયા કરશે પાતક હરશે, મ્હારે સારૂ થાશે;
વલ્લભ કહે હૈયાના ફુટ્યા, ઉધું સમજી જાશે. તેતો૦ ૧૦

## પદ ૨ જું.

બાળગુણ જોઇ ના માને, ઘણા મુંઢમતી; ટેક.
આગળની લીલા સંભારી, સુધ્યા નવ ચોટાડે;
ખરૂં જ્ઞાન દેવા જાઉં ત્યારે, કુથલી સોધી કાહાડે. ઘણા૦ ૧
બાળપણામાં નગ્નજ ફરતો, તે જોયો તો જેણે;
મ્હોટપણામાં નગ્નજ માને, શું વિચાર્યું તેણે. ઘણા૦ ૨
પણ વિચારે નગ્ન કહે, જ્ઞાન વિવેકી જોશે;
નગ્ન સદા ન ફરે કદાપે, વસ્ત્ર પ્હેરતો હોશે. ઘણા૦ ૩
બાળપણે શ્રી કૃષ્ણ પ્રભુજી, ઘણીક લીલા કરતા;
પણ મ્હોટપણનું જ્ઞાનજ દેખી, હરીજને હરીને વરત્યા. ઘણા૦ ૪
પાછળથી તો શ્રી હરી જાણ્યા, તો ચિત્ત ચટકી લાગી. ઘણા૦ ૫
કળયુગના કુકરમી જીવો, સુભ પંથે નહીં પેસે;
હંસ હશે તો મોતી ચરશે, કાગ કુવાસે બેસે. ઘણા૦ ૬
બાહેર દ્રષ્ટીએ આગળનાં, કૃત્ય જોઇ દુર રહેશે;
પુંઠળથી પસ્તાવો પામી, ભુલ્યા એવું કેહેશે. ઘણા૦ ૭
પણ પ્હેલેથી સમજશે તો, અમુલ્ય હીરા જડશે;
જ્ઞાન મારગ વિવાદ કરંતાં, કુંદન માલમ પડશે. ઘણા૦ ૮
માટે ચેતો ચેતો ડાહ્યા, જ્ઞાન તપાશી જુઓ;
અમુલ્ય વસ્તુ મણીથી મોંઘી, શું કરવાને ખુઓ. ઘણા૦ ૯
ખરૂ જ્ઞાન દેનારો ખુશી, તો ન રહો અજાણ્યા;
કરણ શ્રવણ કરતાં નહીં સૂકાય, નથી જવાનાં નાણાં. ઘણા૦ ૧૦
આટલું કહે કરે કુથલી, જે જેને જેમ ફાવે;
વ્યાસ વદે જોનારા જુઓ, ફરી અવસર નહીં આવે. ઘણા૦ ૧૧

## પદ ૧ લું.

રાગ વાલમના વરઘોડાનો.

સૌ બેલી સૌ બેલી, સ્વારથનું સૌ બેલીરે; ટેક.
સમરો શામને દુર કરો કામને, જુઠી જગ બાજી રચેલી. સ્વાર૦ ૧
ભજન ભુલશું જરૂર ઝુલશું; મિથ્યા માયા લાગેલી, સ્વાર૦ ૨
સગાં તે સરવે ઘુમે છે ગરવે; રાખો સગાઇ ઢાંકેલી. સ્વાર૦ ૩
સાફરે લાગશે લાવો કહી માગશે; પૈસો પુંજી લાવેલી. સ્વાર૦ ૪
પિંડ પડયા પુંઠે પલકે ન રાખે; કાહાડે તરત બ્હાર ઠેલી. સ્વાર૦ ૫
શિદ ભેળું કરીએ હાથે વાવરીયે; પુંઠે રહે પેટીયો ભરેલી. સ્વાર૦ ૬
ઠાલા ઠોકઇયે રોવા રોકાઇયે; આ વેળા છે છેક છેલ્લી. સ્વાર૦ ૭
માટે મુકય માયા કાચી છે કાયા; ભરો ભજનની થેલી. સ્વાર૦ ૮
મોહ મદ મુકો શા સારૂ ચુકો; અમુલ્ય દેહ આપેલી; સ્વાર૦ ૯
વ્યાસ વદે વિત વનીતા વ્હાલાં; સઘળું જવાના મેલી. સ્વાર૦ ૧૦

## પદ ૨ જું.

નહીં સંગી નહીં સંગી; સંસારના નહી સંગીરે. ટેક.
જગ જાણે વળગ્યા અંતરથી અળગા; થાશુ ઈશ્વરના અંગી. સં૦ ૧
મન કરી ચંગા કથરોટે ગંગા; રેહેશું સદા ચિત્ત ચંગી. સંસાર૦ ૨
દુરીજનનાથી જરા ન ડગીએ; છે દુનીયાં દો રંગી. સંસાર૦ ૩
પ્રપંચી જીવડો પ્રપંચ માનશે; તરછટ નર તુતંગી. સંસાર૦ ૪
માત તાત કે ભ્રાત કોઇ નહીં વ્હાલાં; નહીં વ્હાલી અરધંગી. સંસાર૦ ૫
કુથલી કરશે તે પાપ હરશે; લોક લવરી લફંગી. સંસાર૦ ૬
તેને મુખ બોલે બંદા ન ડોલે; અમે અમારે હરીબંગી. સંસાર૦ ૭
પુંઠે વખોડશે પાપોથી છોડશે; કહેજો સૌ જંગીભંગી. સંસાર૦ ૮
વ્યાસ વદે ખાઇ પી હરી ભજશું; ઉઠી ઉલટ ઉમંગી. સંસાર૦ ૯

## પદ ૩ જું.

ભરમાયો ભરમાયો; ભરમમાં ભરમાયોરે. ટેક.
મુળ બ્રહ્મ સોધવા સંકલ્પ ઉઠયો; એમાંનો એમાં કરમાયો. ભર૦ ૧
નામ દીધું પણ કામ ન સીધ્યું; પરમાત્મા હાથ ન આયો. ભર૦ ૨
જથારથ ઓળખ્યા વિના ભજુ તે; સંત પુરૂષે સરમાયો, ભર૦ ૩
છાનું છપનું કાંઈ રત્ન રહ્યું હોય; તેવો નર સોધવાને ધાયો. ભ૦ ૪
વ્યાસ વલ્લભ કહે ગાંડો થયોછું; કોઇ સમજાવી કરો ડાહ્યો. ભ૦ ૫

## પદ ૧ લું.

### હાંરે ચાલો ડાકોરમાં એના ટેકનો રાગ.

જાય છે જાય છે જાય છેરે, જગદીશ જપ્યાની તક જાય છે; ટેક.
આળસુ વિદ્વાનનો સંગ કરીને, શું આપોઆપ બ્રહ્મ થાય છેરે. જગ. ૧
દ્રવ્યવાન છું એમ માની બેઠાથી, રળવાનું દ્રવ્ય ખોવાય છેરે. જગ. ૨
વણુ રાજ્યે રાજા છું કહ્યાથી, ઉલટો ગાંડો ગણાય છેરે. જગદી. ૩
દીવસ છતાં રાત્રી કેહેવાથી, ધુળ તુલ્ય અંધ કેહેવાય છેરે. જગ. ૪
મનથી મોટો માની લેવાથી, છેક છોટો જણાય છેરે. જગ. ૫
કુંભ ભર્યો છલકાય ન કદીયે, અધુરો ઘટ છલકાય છેરે. જગ. ૬
વલ્લભ કહે છે બ્રહ્મ બન્યાથી, ખોટા ટોટા ખાય છેરે. જગદી. ૭

## પદ ૨ જું.

સાર છે સાર છે સાર છેરે; ભાઈ સતસંગ સઉથી સાર છે. ટેક.
કુમતી કાપેને સુમતી આપે; જગમાં તેજ તારનાર છેરે. ભાઈ. ૧
માયા તે મીથ્યા લાગે સુસંગે; લાગે શ્રી સત્ય કીરતાર છેરે. ભા. ૨
વિત્ત વ્હેવારની થાયે અરૂચી; એટલી એમાં સુખ ધાર છેરે. ભા. ૩
વાસના તુટે લપ નહી પુંઠે; એવું એ અવીકાર છેરે. ભા. ૪
કામ ક્રોધ મોહ લોભને મદ મચ્છર; સુસંગ તેને હણનાર છેરે. ભા. ૫
વ્યાસ વલ્લભ કહે ઉત્તમ એહ છે; ત્રાપ તાપને કાપનાર છેરે. ભા. ૬

---

## પદ ૧ લું.

### પ્રભાતીયું.

જારે જા આળસ અભાગણી, રંડા ક્યાંથી તું આવી;
તારી સાહેલી નીંદ્રાને, સાથે તેડીને લાવી. જારે. ટેક.
બેઉ જણે મળી હાડ ભાગીયાં, ગઇ ઉઠવાની શક્તી;
બેઠાનું બળ લીધું હરી, ભુલ્યા ભગવત ભક્તી. જારે. ૧
નીચામાં નીચ રંડા નીંદડી, ચઢી લોચન બેઠી;
અગની ઉઠાડી આંખમાં, પછી પીન્ડમાં પેઠી. જારે. ૨
એટલે ભુલ્યો ભાન બ્રહ્મનું, રહી નહી સાન સુદ્ધી;
ચીત ચંચળ ચંપે ગયું, મંદ થઇ મન બૂદ્ધિ. જારે. ૩
એવી તું હરામી આળશી, વ્યાપી વ્હેરણ પુંઠે;
નીંદ્રા ધારણુમાં ઘેરે ઘણુ, જીવ કેમ કરી ઉઠે. જારે. ૪
અહંકાર કરી જાઉં ઉઠવા, જણાવું જોર મારૂં;
પણ ઘણું હૈવત દાખવી, ધાર્યું કરે તું તારૂં. જારે. ૫

શીવ બ્રંહ્મા સરખા તેં જીતીયા, જીતી જતીને જોગી;
ऋशी મુનીને હરાવીયા, કોણ માત્ર માં ભોગી. જારે. ૬
નહી જાય પણ કોઇ વીરલા, સેહેજમાં તુને તજશે;
વલ્લભ સરીખા જાગશે, ત્યારે ચો ઘણા ભજશે. જારે. ૭

પદ ૨ જું.

જાગો જાગોરે ઝટ જીવડા, સુતાતા પહેલી રાતે;
નીંદ્રાને આળસ કાઢીને, ઉઠીએ પરભાતે. જાગો. ટેક.
પેહેલું તો મુખ પખાળીને, પછી સ્નાનજ કરીયે;
સ્વછ વસ્ત્રે સ્થીર ચીતથી, ધ્યાન હરી તણું ધરીયે. જાગો. ૧
લલુતા લાલચ લોભ મુકીને, કૃષ્ણ કૃષ્ણજ કહીયે;
દીન મણી દેખી વીપ્રને, દાન સદ્ધાનું દઇએ. જાગો. ૨
પછી ભોજન કરી ભાવથી, ઘર કામમાં રેહેવું;
સુર્ય હસ્તે પાછા તાગીને, રામનું નામ લેવું. જાગો. ૩
બીજી પ્હોરે પ્રેમે પોઢીયે, એમ પાળવી નીતી;
લોભ ક્રોધ કામ મોહ છોડીને, કરો પ્રભુ શું પ્રિતી. જાગો. ૪
હરી વણ જુઠી જંજાળ છે, અંતે તે થકી તરવું;
કાળ છે કેડે કુડીલો, જોતાં જોતાંમાં મરવું. જાગો. ૫
માટે ડરો ભાઇ દલમાં, દુઃખ દળદર જાશે;
ભજો વલ્લભના નાથને, વાસો વઇકુંઠ થાશે. જાગો. ૬

પદ ૩ જું.

આઘીરે માયા મસ્તાન તું, મને શા સારૂ વળગી;
સાચી શત્રુ થઇ બાજવા, ભુંડી થાને તું અળગી. આઘી. ટેક.
આખા વિશ્વને તેં બોળીયું, કોઇ નીકળી ન નાહું;
ભુંડી ન કરે ભલું કોઇનું, તાકે સરવનું માઠું. આઘી. ૧
જંજાળી જાળ છે તાહારી, પેઠો તે જીવ ભુલ્યો;
ત્રતકાળ વીંટી લે વેઘમાં, લક્ષ ચોરાશી દુલ્યો. આઘી. ૨
સહુ જીવ તુજ કને રાખવા, અતી જોર તેં માંડયું;
આ ગુણ રાખીશ કયાં લગી, તેં અચળ સુખ છાંડયું. આઘી. ૩
અખંડ પદ અવીનાશનું, મને મળવા દે બાઇ;
ઘણો ઘોચે છે તું ઘાંણીમાં, હુતો ધરમનો ભાઇ. આઘી. ૪
ભાઇ જાણ્ય કે જાણ્ય બેટડો, મુકી દે માતા મુને;
ઠરીને બેસૂ જો ઠામ હું, દેઉ આશીશ તુંને. આઘી. ૫
બહુ દીન દુનીયાંમાં ફેરવ્યો, હવે તરવાની આશા.
વ્યાસ વલ્લભ વદે મુજને, નથી બીજી પીપાશા. આઘી. ૬

### પદ ૧ લું.

ઉઠોરે અલબેલી અંબા એ પ્રભાતીયાનો રાગ.

ગુણ ગોવીંદના ગાને તું ગાંડા, પ્રભાતીયાં શીદ ગાયેરે. ગુણ. ટેક.
પ્રભાતે ઉઠી ગાય પ્રભાતીયાં, અણસમજે કંઠ કાહાડેરે;
જાગો જાગોરે પ્રભુ જાગો કહીને, વિશ્વપતીને જગાડેરે. ગુણ. ૧
જાગ્રત રૂપને શું તું જગાડે, શું જાણ્યા જીવ જેવારે;
અન્ય પ્રાણીને જગાડે તે શોભે, એતો દેવાધી દેવારે. ગુણ. ૨
ઉઠોને અલબેલી અંબા, કહી તું કોને ઉઠાડેરે;
જાગતી જોત ઉદ્યોત અંબાજી, તેને તું શું જગાડેરે. ગુણ. ૩
જાગતાંને શું જાય જગાડવા, કેવાં તેં પરમાણ્યાંરે;
જાગ્યા છતાં સઉ માયામાં ઉંઘે, શું તેવાં તેને તેં જાણ્યાંરે. ગુણ. ૪
આદ્ય ધણી જો જરાવાર ઉંઘે, તો આહાકાર વરતાયેરે,
આકાશ અગની જળ થળ વાયુ, સર્વ રસાતાળ જાયેરે. ગુણ. ૫
સમજ સવળુ મુકી દે અવળું, જ્ઞાન થયા વણ ગાંડુંરે;
વ્યાસ વલ્લભ કહે જ્ઞાનથી ગાજ્યો, સમજો આ ઉંધાડુંરે. ગુણ. ૬

### પદ ૨ જું.

ઉઠો ઉઠોરે ભાઇ આળસ મેલો, તજો નિદ્રા નઠારીરે. ઉઠો. ટેક.
આળસ વળગી કરી દો અળગી, શું એનાથી હબાયારે;
એ રાંડ અવરથા અવસર કાઢે, જો જાગ્રત જગરાયારે. ઉઠો. ૧
નીંદ્રા નઠારી દુઃખ દેનારી, નેંણને દાબી રાખેરે;
ઉઠે ઉઠે પણ ઉંઘો કરીને, પાછો પછાડી નાંખેરે. ઉઠો. ૨
નાં ન્હાવા દે ના ધોવા દે, ના કરવા દે શેવારે;
એ લક્ષણ છે અવિદ્યાનું, ના દે હરી નામ લેવારે. ઉઠો. ૩
ખરી કમાણી ખોવરાવે રંડા, ખોટ દેવા મન એનુંરે;
તે પાપણીને શીદ વ્હાલી જાણોછો, ભલું નથી કર્યું કેનુંરે; ઉઠો. ૪
કરી કરીને એશું કરવાની, કહી કરીને કહાડોરે;
અભ્યાસ કરવે તે નાશ પામે, પાછી ન આવે કોઇ દાહાડોરે. ઉઠો. ૫
બે દુઃખકારી બિશ્વને ભારી, ઘણી નઠારી વીકારીરે;
તેને છાંયે કેમ ઉભા રહીએ, ચોરાશીમાં નાંખનારીરે. ઉઠો. ૬
આળસ નીંદ્રા એ કો નથી મેલ્યાં, તો શું આપણ પરહરીએરે;
પણ તેને વશ આપ ન થઇએ, આપણા વશમાં કરીએરે. ઉઠો. ૭
તેહ શું સ્નેહ સદા ત્હોર કરવો, પછી દુર કરી દઇએરે;
વ્યાસ વદે જાગ્રત છે તેના, જાગ્રત થઇ ગુણ ગાઇયેરે. ઉઠો. ૮

## પદ ૧ લું.

### રાગ ટેલનો.

ભજલે ભજલે ભજલે પ્રાણી, પુરણ બ્રહ્મને ભજલે રામ;
તજદે તજદે તજદે પ્રાણી, દેહ દરસવી તજદે રામ. ૧
દેહમાં શું દરશી જુએ છે. રૂધીર પરૂં છાયું રામ;
અમઈ નળ મળ મુત્ર વ્યાધી, માંસ હાડ પીત વાયુ રામ. ૨
દશ દરવાજા મોટા બાંકાં, ચામડી કફ રૂંવાટી રામ;
ઇંગળા પીંગળા સુક્ષમણાતે, છે પંચ ભુતની માટી રામ. ૩
નવસે નાડી બોહોતેર કોઠા, ચોવીસ તત્વ સરવે રામ;
સ્થુળ સુક્ષમમાં શું સોધે છે, પંચી કરણને ગરવે રામ. ૪
ચંદ્ર સુરજની નાડી જોઈને, શું સમજે છે સ્વાસો રામ;
અદ બદ અટકળ ને ફાંફ, તેમાં તે શું તપાસો રામ. ૫
દેહની છાયા જેવી જોવી, તેવું જોવું છાંડો રામ;
જેમ પરછાંયો જોઈ ને હસે, તે નર તેવો ગાંડો રામ. ૬
શરીરનાં પંચી કરણથી, તું જુદો છે આત્મા રામ;
તે આત્માથી જ્ઞાન લેઈ ને, સોધી લે પરમાત્મા રામ. ૭
તેનું સાચું સોધન કરે, તો તું બને તેવો રામ;
દેહ મળને સોધ્યાં કરેતો, થઈશ મળના જેવો રામ. ૮
જે તું બોલે જે તું સમજે, તે તું આત્મા સાચો રામ;
તેથી દેહમાં જુદો ધારે, ત્યારે તો તું કાચો રામ. ૯
અવિદ્યાથી આત્મા ટળી, થવાનો તું જીવ રામ;
સુધ્યાત્મા થૈને ભજેતો, જીવ થવા નો શીવ રામ. ૧૦
ફાંફાં મુકી આત્માથી કર, પરમાત્મા નો સોધ રામ;
વ્યાસ કહે છે ડાહ્યા શીષ્યને, ગ્રહણ કરજે બોધ રામ. ૧૧

## પદ ૨ જું.

સાંભળ સાંભળ સત્ય શીષ્ય તું, મુળ મુ। બતાવું રામ;
ટુંકામાં ટુંકું તુજનેતો, આત્મજ્ઞાન સમજાવું રામ. ૧
પંચભુતની દેહ થઈ છે, તેમાં તું છે જુદો રામ;
જે તું સમજે જે તું બોલે, તે પકડ મુળ મુદ્દો રામ. ૨
તેતું આત્મા છે બેઠેલો, દેહરૂપી ગાડે રામ;
તેતો ગાડું નથી તારૂં, તું બેઠો છે ભાડે રામ. ૩
તે ભાડાના ગાડાને, જાણ્યામાં શો સાર છે રામ;
કેટલાં કાષ્ટો કેટલા ખીલા, શીદ કરે વિચાર રામ. ૪

પરાયાની પુંજીને તું, શું તપાસે સુંઢ રામ;
તેવી રીતે શરીર શોધે, મળમુતરનો કુંડ રામ. ૫
બેઠા તે કામજ બેઠાનું, જોવું એ નહીં રીત રામ;
બેશીને જ્યાં જવું છે ત્યાં, ચોડી દેવું ચીત્ત રામ. ૬
જેને જાવું છે મળવાને, તેનો કર્યને વિચાર રામ;
ભાડાનું ગાડુ તપાસે, શો મળવાનો સાર રામ. ૭
ગાડારૂપી દેહજ તારો, તેને તું શીદ સોધે રામ;
દેહમાં હાવું હાવું છે શું, ખોળે અકકલ હોધે રામ. ૮
શરીરને નસો નાડીનો, કરે તું તપાસ રામ;
એ વીધા હાથે આવે તો, તેજ રેહે અભ્યાસ રામ. ૯
ઈંગળા પીંગળા સુક્ષમણાએ, દેહ સમજવામાં પ્રીત રામ;
તે જોવાથી દેહમાં તે, જીવનું રેહે છે ચીત્ત રામ. ૧૦
જેનું ચીત્ત જેમાં હોયે તે, મરણે આવે યાદ રામ;
યાદ આવે તેમાં લક્ષ, બંધાએ નીરવાદ રામ. ૧૧
લક્ષ જેનો દેહ દરશામાં, તે જન પામે દેહ રામ;
જ્યાં વાસા ત્યાં બાસા થાએ, ખોટું નથી તેહ રામ. ૧૨
મરણ યા મતી સાગતી, છે સ્રૃતી વચન રામ;
વપુમા છે મતી તેને. તન ધરવાનું મન રામ. ૧૩
જેમ કબીરજી મરણ વેળા, બોરડી નીચે સુતા રામ,
લક્ષ ગયો બોર ફળવીશે ત્યાં, કીટ થયા હુતા રામ. ૧૪
એ રીતે લક્ષ જ્યાં જેનો, તેનો ત્યાં થાય ઠામ રામ;
વ્યાસ વદે છે દેહ ન જોવી, જોવા આત્મારામ રામ. ૧૫

---

## પદ ૧ લું.

### રાગ મધુકરનો.

ઓ અવીનાશી સાંભળોરે, હું પામરનો પોકાર;
દેહ દીધો માહા દુઃખનો જ્યાં ત્યાં, વહી છુટુ અવતારરે;
હવે લ્યો તમ સરણે. ૧
નથી ગમતૂ સંસારમાંરે, નથી ગમતું થવું ત્યાગ;
દુનીયાં છે દરીયો દુઃખનો મને, વ્યાપે બહૂ વૈરાગરે. હવે. ૨
સગાં સહોદર સ્વારથીરે, પૈસાના પ્રેમી લોક;
મતલબનાં મા બાપ છે એવું, જગ્ત જોઈ થયો શોકરે. હવે. ૩

શામા સંગી છે સુખનીરે, સુખનાં સંગી સૌ સાથ;
દુઃખના બેલી દયાળ છો મારા; આનાથના નાથરે. હવે. ૪
દેહ ઉપાધીથી થઇ પડચોરે, મરણ તુલ્ય જે વાર;
સોનુ રૂપુ શરીરમાંથી મારૂં; ઉતાર્યું તે વારરે. હવે. ૫
જણુસ ભાવ સહુ કાઢવારે, ફેંદવા લાગ્યાં લોથ;
વણુ મતલબના મા બાપ છો તમે, મારે તમારી ઓથરે. હવે. ૬
ધરાચો સરવ ક્ષુત્તા થકીરે, સ્વારથી છે સંસાર;
વળી વળી વલ્લભ વીનવે, કરો કરૂણા પ્રાણ આધારરે. હવે. ૭

## પદ ૨ જું.

કેમ ભુલી ભટકાય છેરે, લેવા ભુંડા ભવ ભોગ;
શી લાહ્ય લાગી લોકની તને; ટાળ તું તારો. વિયોગ જીવડા જંજાળી. ૧
જેલ રૂપી જાણુજેરે, અંધાર કોટડી અરસ્ય;
નાતરૂપી નાગડા ચોકીએ તને, સુજવા ન દે અગમ્યરે. જીવડા૦ ૨
સાથ સહોદર કેદીયોરે, તેમાં તું કેદી વિષેશ;
તારવા જાય છે તું તેમનું તેમાં, તારૂ તરે નહીં લેશરે. જીવડા૦ ૩
ગામ ડાહ્યા થઇ ઘર ખુએરે, અખંડ ઘર સંભાળ્ય;
પેટ પાટા આટા લોક ને એવું, ડાપણુ તારૂ તું બાળરે. જીવડા૦ ૪
ઘરની કરે વરની કરેરે, હરની કરે ન શેવાય;
તે રંડા રખડી મરે એનો ઓદ્ધાર કદીયે ન થાયરે. જીવડા૦ ૫
શેઠની કરે પેટની કરેરે, ઠેઠની કરે નહી જેહ;
તે પુરૂશ આથડી મરે ધરે, લક્ષ ચોરાશી દેહરે. જીવડા૦ ૬
જંજાળી જાળ તે કાળ છેરે, જરૂર તું ગુરી મરેશ,
વલ્લભ વદે મેલ મોહને તેથી, માયા તરંગ તરેશરે. જીવડા૦ ૭

---

## પદ ૧ લું.

રામ નગર કે બાશી એ રાગ.

બેસો ગોવીંદ ગુણુ ગાવા, ઓ મનવા, બેસો ગોવીંદ ગુણુ ગાવા. ટેક૦
ગોવીંદના ગુણુ ગાવાને બેસતાં, બેટા મટી થશો બાવા. ઓ૦ ૧
ચતુર ભુજમાં ચીત્ત ચોંટાડી, જાશો નહીં અથડાવા. ઓ૦ ૨
પેટ પીડા પા રતી ન ધર તો, દેશે હરી ખુબ ખાવા. ઓ૦ ૩
પાણી પાવા જેમ આવ્યા મ્હેતાને, તેમ આવશે જળ પાવા. ઓ૦ ૪
ઘટમાં ગંગાને ઘટમાં જમુનાં, બેશ નામરૂપી નાહાવા. ઓ૦ ૫

લક્ષચોરાશી દુઃખ તણો હરીયો, જન્મ મ્રત્યુને બચાવા. ઓ૦ ૬
પોતે ધરી ધ્યાન જક્તના જીવને, ધારોજી ધ્યાન ધરાવા. ઓ૦ ૭
માળાયો ઘાલી બેરખાઓ ઝાલી, ફેરવો મુક્તી થાવા. ઓ૦ ૮
વ્રતીને સ્થીર કરી તાર લગાડો, રૂપમાં રૂપ થઇ જાવા. ઓ૦ ૯
જ્ઞાન દીપકથી અગ્નાન ટાળો, જ્ઞાનમાં જ્ઞાન સમાવા. ઓ૦ ૧૦
તાળી પાડીને ઘાંટા કાઢીને, બોલોજી સૌને બોલાવા. ઓ૦ ૧૧
મ્હેનત વેઠી હરી રીઝવવા, મચોજી ધુન્ય મચાવા. ઓ૦ ૧૨
વ્યાસ વલ્લભ કહે જેમ તેમ કરીને, હરી ભજનના લ્યો લ્હાવા. ઓ૦ ૧૩

## પદ ૨ જું.

ભ્રમણાથી સ્થીર થાને, ઓ મનવા; ભ્રમણાથી સ્થીર થાને. ટેક૦
ભ્રમણુ કરે તું ભેદ ભાગવાને, તે મુકી હરી ગુણ ગાને. ઓ૦ ૧
શાસ્ત્રનો સારને પાર પુરાણુનો, કયાં કયાં જઇશ સોધવાને. ઓ૦ ૨
વેદમાં ભેદ ભારે ભર્યો છે ભાઇજી, સૌ છોડી પ્રભુ પદ સ્હાને. ઓ૦ ૩
જુજવા મત ને જુજવી છે કૈહેણી, શ્રવણુ કરી જો કાને. ઓ૦ ૪
વેદમાં વેદ નામ વીઠલવરનું, તે વાત ઝાલી જાને. ઓ૦ ૫
શાસ્ત્રનો સાર છે સુંદીર સામળો, બીજુ ન જઇશ ભણુવાને. ઓ૦ ૬
પુરાણુનો પાર પરમેશ્વર છે, તે પાર પામી રસ પાને. ઓ૦ ૭
વ્યાસ વલ્લભ કહે સત્ય સમજ તું, ઝાલ્ય બાપ મુકી દે માને. ઓ૦ ૮

## પદ ૩ જું.

ભક્તી કરી લે ભારીરે, લલવા, ભકતી કરીલે ભારી;
મેલ તું ત્રષ્ણા તારીરે, લલવા, ભકતી કરીલે ભારી. ટેક.
સંગ કર્યો પણુ રંગ ન લાગ્યો. જ્ઞાનની વાત વીસારીરે. લલવા. ૧
મ્હારૂ મ્હારૂ કરી શાને મરે છે, નહી તારાં માત તાત નારીરે. લલવા. ૨
જગ્તમાં તુજને ભકત ઠરાવ્યો, નામ લજ્યાવ્યું લોભધારીરે. લલવા. ૩
કોણુ છે તારૂંને તું છે કોનો, મુળપદ જો વિચારીરે. લલવા. ૪
બળગો થએલો વળગે શું જોઈને, છેવટ ભુંડી ગત તારીરે. લલવા. ૫
માયાનો મોહ તુને વહ્યો ગયો તો, પાછો થયો વીકારીરે. લલવા. ૬
છતે સંસારે ન્યારો રહ્યો તો, ફરીથી કયાં જખ મારીરે. લલવા. ૭
પંચ વરસ પાસાં સેવ્યાં પણુ, નાવી શીખામણુ સારીરે. લલવા. ૮
વ્યાસ વલ્લભ કહે સમજ શીષ્ય તું, માયામાં થૈશ બેમારીરે. લલવા. ૯

## પદ ૪ થું.

હવે શીખામણુ લાગીરે, લલવા, હવે શીખામણુ લાગી. ટેક.
ગુરૂને આવી શીશ નમાવી, ભાવેથી ભકતી માગીરે. લ. ૧

નીર સંશઇ જ્ઞાન ગટમાં ગોઠયું, ભ્રમણા સઘળી ભાગીરે. લ. ૨
સંસારી રાગ રાખ્યો સપનાવત, અંતઃકરણ વૈરાગીરે. લ. ૩
સ્થીર થયો પરમ પદ પકડી, ત્રષ્ણા તારી થઇ આઘીરે. લ. ૪
લથડી ઝબોળાઈ ઝડપ નીકળ્યો, હવે ન કહું નીરભાગીરે. લ. ૫
લક્ષચોરાશી સહુ ગઇ નાશી, વ્યાસની ઠોક ઠેસ વાગીરે. લ. ૬

પદ ૫ મું.

ભજન કરે નામ દઈ દઇરે, મારૂ ભજન કરે નામ દઇ દઇ;
તેને કહું છું ભઇ ભઇરે, મારૂ ભજન કરે નામ દઇ દઇ. ટેક.
સુતાં સુતાં કોઈ મને ભજે તો, હું બેસુ ત્યાં જઈ જઇરે. મા. ૧
બેઠા બેઠા મારૂં ધ્યાન ધરે તો, સાંભળુ ઉભો રહી રહીરે. મા. ૨
ઉભા ઉભા મારો જાપ જપે તો, હું નાચું ત્યાં થૈથરે. મા. ૩
સાચા મનથી મને ભજે તો, માન્ય દઉ મારો કહી કહીરે. મા. ૪
ભાવશું ભજન કરે છે તેને, રાખુ છુ સરણે લઈ લઇરે. મા. ૫
વ્યાસનો સ્વામી કેહે છે વ્હાલો, ભક્ત સમાન્ય મને નૈનેરે. મા. ૬

---

પદ ૧ લું.

ઝાલાવાડી ઢુલરીનો રાગ.

જ્ઞાન રૂપી બડા અથહે, સો કોઈ પીયોજી પીયોજી પીયો;
પરમાત્મા સાઅથ હે, સો નામ લીયોજી લીયોજી લીયો. ૧
સંસાર સાગર દુઃખહે, સો છોડ દીયોજી દીયોજી દીયો;
સત ચીત્ત આનંદ સુખ હે, સો જ્ઞાન કીયોજી કયોજી કીયો. ૨
જીવકો જમરાય નાથ હે, સો સબ બીહોજી બીહોજી બીયો;
વ્યાસ શીર હરીકો હાથહે, સો સુખ થીયોજી થીયોજી થીયો. ૩

પદ ૨ જું.

હરી ભજન સુલ સુખ છે, તે સુખ ધારોજી ધારોજી ધારો;
માયાનો મોહ મદ દુઃખ છે, તે મન વારોજી વારોજી વારો. ૧
ભક્ત ડેઠનો સંગાત છે, તે જીવ ઠારોજી ઠારોજી ઠારો;
પુન્યદાન પુંઠળ ભાથ છે, તે રાખ્ય સારોજી સારોજી સારો. ૨
જ્ઞાન નીતીને ન્યાય છે, તરવાનો આરોજી આરોજી આરો;
અધર્મ જુઠ હત્યાય છે, કાચોજ પારોજી પારોજી પારો. ૩
કાચી માટીનો આ દેહ છે, જો ભાઈ તારોજી તારોજી તારો;
વ્યાસને હરી સંગ સ્નેહ છે, નીશ્ચય મ્હારોજી મ્હારોજી મ્હારો. ૪

---

### પદ ૧ લું.

સુંડાળાને સમરીયેરે—એ રાગ.

કે કમ્મર બાંધો કશીરે, તમને પ્રભુએ પ્રેરણા કરી; ટેક.
કમ્મર કશીને દંત ડશીને, બાંઝો એક ચીત ધરી;
કેહેડ કશી શીવજીને વળગ્યા, વરદાન પામ્યા અરી. કે કમ૦ ૧
પલાંઠી વાળી ભજ વનમાળી, લે વીઠ્ઠલવર વરી;
તો વૈકુંઠવાશી વશથૈને, ભેટે ચો ભુજ ભરી. કે કમ૦ ૨
માયાની મોહ જાળે પડયો તો, છતે જીવતે ગયો મરી;
હરી પદ પકડે તો તું અખંડ છે, રખેમે જાતો ડરી. કે કમ૦ ૩
જન્મ મરણનો ભય ભાગેને, જમની બીક થાય પરી;
મુઇ માયા ઘર ઝાલ્ય મુળનું, એ ઘરમાં લ્હેર નરી. કે કમ૦ ૪
હુકમનામુ તારૂ થવા આવ્યુ છે, જો ભુલ્ય ખાતો ફરી;
ન ભુલ્યોને બાજયો રહેતો, જરૂર જાઇશ તું તરી. કે કમ૦ ૫
જુઠુ પડેતો ઝટકા દેજો, વાત વલ્લભની ખરી;
તન તોડીને પુંઠે પડયો તો દરસણ દીધાં હરી. કે કમ૦ ૬

### પદ ૨ જું.

પુરણ બ્રહ્મ ભજોરે, જેને બિખાણે વેદ વીધી; ટેક
વેદ પોકારે સ્રુતી વિચારે, શાસ્ત્રે સ્તુતિ કીધી;
તે સમર્યાથી અચળ સુખ છે, હાજર રહે નવ નીધી. કે પુર. ૧
સુધનવા સમર્યાં પ્રલ્હાદ સમર્યાં, તેને સાહ્યતા દીધી;
દેવતા સમર્યા તો દહીતોને, ખુબ કર્યા ખીદી ખીદી. કે પુર. ૨
સનક સનાતન સનક કુમારે, જ્ઞાનની ગોળી પીધી;
સુકદેવજી ને જડ ભરથજી, તેની થઇ સુલ સીદ્ધી. કે પુર. ૩
જનક વીદેહી મુળ પદ પામ્યા, રાખી રાહ રીત રીધી;
વ્યાસ વલ્લભ કહે તે પદ જોવા, સુભ મતલબ લેઇ લીધી. કે પુર. ૪

---

### પદ ૧ લું.

શેઠ સગારશા સાધુને સેવે—એ રાગ.

સાચે સાચો સાર સહીનેરે, જીવ જો જ્ઞાન ગ્રહીનેરે; ટેક.
પ્રભુની પ્રતીમા કરીને શું સજાવે શણગાર;
દયાળને ઘેર દાગીના નથી, શું તુજ પેશાદાર. સાચે. ૧
વસ્ત્ર ને વાઘા વીનીધના તું, પેહેરાવે પોતાને હાથ;

વૈકુંઠવાસીને વસ્ત્ર નથી શું, નાગા ફરે છે નાથ. સાચે. ૨
રૂપાળી રસોઇ કરીને તું, ધરાવે પ્રભુને મુખ;
શું એમને ઘેર ખાવા નથી તે, તુ ભાગે છે ભુખ. સાચે. ૩
સ્નાન કરાવી શામજીને તું, લુહે છે લુગડાં સાથ;
ચંદન તું તારે કરે ચરચે, શુ એમને નથી હાથ. સાચે. ૪
પારણામાં પ્હોડાડી પ્રભુને, હીંચોળે તું આપ;
ન્હાનાં બાળ જેવા ગણે શું, તું એમનો માબાપ. સાચે. ૫
ઉચકીને તું સેજે સુઆડે, ઉઠાડે ધરી ભોગ;
પ્રભુ ઉઠતા બેસતા નથી, શું એમને અંગ રોગ. સાચે. ૬
રણછોડ આગળ રમકડાં તું, રમવા મુકે રસાળ;
રાત દાહાડો એ રમ્યા કરે છે, શું જાણ્યા રમતીઆળ. સાચે. ૭
પાંમ્મર જીવ શું પાખંડ માંડયાં, ભક્તી દેખાડવા ભાવ;
હરીને ઘેર શું ખોટ આવી તે, તું લેવરાવે છે લ્હાવ. સાચે. ૮
તારો લ્હાવ તું રેહેવા દે, નથી નરહરીને ખોટ;
જે જે કરતો જુઠા જીવડા, ન મેલ નકામી દોટ. સાચે. ૯
ડેરામાં શીદ દોડવું પડે, જો રામ રૃદેમાં હોત;
પણ મંદીરોમાં મુકી ખાધા, જણાયું પાપીનું પોત. સાચે. ૧૦
મુકી દે તું ફોગટ ફાંફાં, કર્ય એક સાથે પ્રીત;
હીંડતાં હાલતાં ઉઠતાં બેસતાં, રાખ્ય પ્રભુમાં ચીત. સાચે. ૧૧
જુગપતીને કાંઈ ન ઇચ્છા, સમ્રણ વ્હાલું છે;
જ્ઞાને ને ધ્યાને મોક્ષજ મળે, બીજું બધું ઠાલું છે. સાચે. ૧૨
ભાગવતના એકાદસ સ્કંધમાં દ્વાદસમો અધ્યાય;
તેમાં ઉધવ પ્રત્યે વદયા છે, પોતે શ્રી વૈકુંઠરાય. સાચે. ૧૩
યજ્ઞ યાગે તપ ત્યાગ સેવાયે, રીજુ નહી કર્યે દાન;
સત્ય સંગે જ્ઞાન પ્રગટે માટે, તેણે રીજુ ભગવાન. સાચે. ૧૪
દેહનું કારજ દેહ કરે તું, ભક્તી કર્ય અખંડ;
ભજનથી ભવસાગર તરો, જાશે જમના ડંડ. સાચે. ૧૫
સેવાએ સાચી સાધન રૂપી, ન કહુ નરદમ નેષ્ટ;
પણ ભક્તીથી ભુદર રીજે, સમ્રણ સૌથી શ્રેષ્ટ. સાચે. ૧૬
ઘણો વ્હાલો સમાગમ હરીને, સુધ્ય જો સંગ કરેશ;
જુઠુ પડે તો સમ શ્રી હરીના, જરૂર જીવ તરેશ. સાચે. ૧૭
વહ્લભ કે મને કાંઇ ગમે નહી, જોવાં મંદીર કે ધામ;
માગી માગીને માગુ નાથજી, રમો રૃદેમાં રામ. સાચે. ૧૮

પદ ૨ જું.

હરી ન્યાય કરશો અમારો તો, ફજેતો થાશે તમારો તો. ટેક.
એક દીન અંતે તમ પાસે, આવવું છે મારા નાથ;
તે દીન જુબાની લખશો તો, દુખવા આવશે હાથ. હરી. ૧
ખડીયામાંથી ખુટે રૂસનાઇ, લેખણો ભાગે હજાર;
કાગળ કરોડ બીગાડે મારા, વાંકનો નાવે પાર. હરી. ૨
હું જાર કરમીને હું જુઠો, હું પાખંડી પુર;
હૂં કપટી:હું કામી ક્રોધી, અત્યંત અસુર. હરી. ૩
હું પાપીને હું પડપંચી, હું ચાડીયો હું ચોર;
તે કરતાં કેમ ઝાલી ન રાખ્યો, શું નોતુ તારૂ જોર. હરી. ૪
અરજુન ગીતામાં આપે કહ્યું છે, સૌ મ્હારૂ કર્યું થાય;
પ્રાણી માત્રમાં પ્રવેશ મ્હારો, ભરાવ્યુ ડગ ભરાય. હરી. ૫
આ વાણી ઉપર વિચારીને, કરો મારો ઈનસાફ;
તમારૂ કરાવ્યુ કર્યું માટે. ગુનો કરી દો માફ. હરી. ૬
મ્હારા પાપની પોથી વાચંતાં, રૂદે વ્યાપશે રોશ;
પણ તારૂ ભરાવ્યુ ડગ ભર્યું, તેમાં શો મ્હારો દોશ. હરી. ૭
વળી કેહેવાયા બાનાના બેલી, ચાલે કો સત્ય અસત્ય;
મ્હારૂ બાનુ જોઇ નહીં તારો તો, જશે તમારૂ પત્ય. હરી. ૮
બ્રાહ્મણ માત્રનો મોહન તમો, ગણો છો આપ રૂપ;
તેને નાંખો લક્ષ ચોરાશીમાં, તો તમે ભેગા ભુપ. હરી. ૯
નીરદે નાથજી નથી કેહેવાતા, દયાળુ શ્રી ગોપાળ;
ગુણ ગાય છે ને નહીં તારો તો, કોણ કહેશે દયાળ. હરી. ૧૦
કેહેશો કે જારી જનને તો, મોક્ષ ન આપુ લગાર;
તેવાને પણ મોક્ષ આપ્યાના દાખલા દઉ બે ચાર. હરી. ૧૧
ઉમીયા લેવા ભસ્માંગદે, શીવ શું દાખવ્યો દ્રોક્ષ;
પારવતી પોતે થઇ છેતરી, મારી પમાડયો મોક્ષ. હરી. ૧૨
રાવણે સીતા સતીને લીધી, રમવા જોરથી જાર;
રામ રૂપે પોતે મારીને પાછો, કેમ આપ્યો ઓદ્ધાર. હરી. ૧૩
કદી કેહેશો નહીં તારૂ પાપીને દે, પરજીવને દુઃખ;
તેવાને પણ તમે તાર્યો છે, તે કહી બતાવું મુખ. હરી. ૧૪
પરજીવ દુભતી પુતના મારી, આવી તમારી પાસ;
પય પીને પ્રાણ કાહાડી નાંખ્યો, આપ્યો વૈકુંઠ વાસ. હરી. ૧૫
એવા એવા અનેક તાર્યો, અગણગ સગટો સુર;

મામાને માર્યોને તાર્યો, તે વાત વિચારો ઉર. હરી. ૧૬
માટે મારા અવગુણ ન જોશો, ગોવીંદજી ઘનશામ;
મોક્ષને અરથે કે પેટ અરથે, લેઉછું તમારૂ નામ. હરી૦ ૧૭
વૈર ભાવે અથવા સ્નેહ ભાવે, નામ ભજે તારૂ જેહ;
તેવાને પાવન કર્યા છે માટે, પાવન કરો આ દેહ. હરી. ૧૮
તેથી ત્રીકમ તમે તમારા, નામનો રાખજો ટેક;
જો જમડા ઝાલશે મુજને, તો નામને માંથે છેક. હરી. ૧૯
જો પ્રભુ તમારે તારવો હોયતો, લાગે નહી કંઈ વાર;
માબાપ થઈ બેઠાને બૂરાડો, તો નહી લાજ લગાર. હરી. ૨૦
પુન્યશાળી જન તમારી પાસે આવે છે અનેક;
તે સહુના ભેગો હું હાંડીયો, નજ્યો જવાનો એક. હરી. ૨૧
ભક્ત દાતારોને રાજા કરજો, કરજો સહુકાર શેઠ;
મારે એ પદ્દી ના જોઈએ આપ, રાખજો ચરણ હેઠ. હરી. ૨૨
તમારા પાય નીચે પડી રહીશું, આપશો માં અવતાર;
લાંબો થઇ ડંડવત કરીને, માગુછુ વારંમવાર. હરી. ૨૩
ગુજરાતમાં અમદાવાદ મધે, રાયપુરમાં મુકામ;
બ્રાહ્મણ તરવાડી મેવાડો ત્હારો વલ્લભ સુરજરામ. હરી. ૨૪

## પદ ૩ જું.

ભણ્યા ભાઇ શીદને ભુલોરે, ભુલીને જરૂર ઝુલોરે. ટેક૦
ભણી ભણીને બહુ ભરમાયા, જાણ્યાં દ્રષ્ટાંતે સીદ્ધાંત;
માયાના ગુણને માયાના રૂપને, જાણે ભાગે નહી ભ્રાંત. ભણ્યા. ૧
મનનું શું રૂપ ચીતનું શું રૂપ, બુદ્ધીનું શું રૂપ;
અહંકારનું શું રૂપ હશે એવો, સોધો, શું અંધારો કુપ. ભણ્યા. ૨
દસે ઈંદ્રીના દેવતા સોધો, સોધો કોશને પ્રાણ;
તત્વો સોધોને વિશયો સોધો, તેથી શું કલ્યાણ. ભણ્યા. ૩
સોધી સોધી એ ચીજ સોધો, નીતીને સત્ય શામ;
અન્ય રૂપ કરતાં મુળ રૂપ જાણો, મોક્ષ મળે મુકામ. ભણ્યા. ૪
વીદ્વતા દેખાડવા કારણે કેં, કરે સાંખ્યાનો સોધ;
સૌ સોધ કરતાં શ્રેષ્ઠ છે સમરણ; એ વ્યાસજીનો બોધ. ભણ્યા. ૫

## પદ ૧ લું.

કયુ ચમકાવત નેના—એ રાગ.

ત્રષ્ણા કોની નવ ટુટે, ઓ ભાઇરે, ત્રષ્ણા કોની નવ ટુટે૦ ટેક.
દેવ દાનવને માનવ સઘળા, માયામાં માથા કુટે;
રીતીથી રેહેતાં બેભોગ લેતાં, કદી રંગીલો ન રૂઠે. ઓ. ૧
દામને માટે દાટજ વાળે, પ્રપંચ પાપને જુઠે;
એવા કુકરમનો કુંભ ભરાયો, એટલે ફટ દેઇ ફુટે. ઓ. ૨
મોહ મચ્છર માયાનો રાખી, મીયાંજી ચોરે મુઠે;
તો પછી સામટા હિસાબ સાથે; ચોરી લે અલ્લા ઉંટે. ઓ. ૩
રાજ દરબારે કાંતો ન્હેપારે, કાંતો લુંટારા લુંટે;
કાંતો વ્યાધીથી વૈદ્ય હરીલે, સાંચ્યા ખજાના ખુટે. ઓ. ૪
અધર્મનો અતી થાય ઉધારો, ચટ અન્યોદક ઉઠે;
મર્ણ વખત કુડાં કૃત કરેલાં, પામતાં વપુ વછુટે. ઓ. ૫
જમ કીંકરને હાથ પડે પાપી, ચામડી ચીમટે ચુંટે;
લક્ષ ચોરાશીના ગર્ભમાં ભેળે, પડતે મોઢે ભુંઠે; ઓ. ૬
પ્રપંચ મુકી પેદા કરી કરે, સુક્રીત તે સહુ પુંઠે;
વ્યાસ વદે રણછોડ રટે તો, રણ છુટે હરી ત્રુઠે. ઓ. ૭

## પદ ૨ જું.

માયા ન મુકે કેડો, પ્રભુજી મારો માયા ન મુકે કેડો. ટેક.
માયા મસ્તાની મોહ મદ વાળી, હરી કરે છે હેડો;
જાંજાળી જાળમાં છું વીકરાળમાં, નાવે છુટાનો છેડો. પ્રભુ. ૧
સાથ સહોદર લોભ લક્ષ્મીનો, રાખી ફરૂ તેડો તેડો;
છોડવા ચાહું પણ છુટે ન છાકટી, મચી રહ્યો છે ભખેડો. પ્રભુ. ૨
જસ ઇજતને ડાહાપણ મોટાઇ, લાગ્યો તે કરવાનો નેડો;
બૂડતાની બાંહ્ય ગ્રહો ગોવીંદજી, નીરભાગી ભાગ્ય ઉઘેડો. પ્રભુ. ૩
વ્હેવારનો વ્હની લાગે છે દોહદા, કરૂણારૂપી જળ રેડો;
ઘર ઘરૂણીમાં ઘુચે ગયો છું, મન મોહ માયાથી ખસેડો. પ્રભુ. ૪.
આપની અમી દ્રષ્ટી થયા વિના કદી, નાવે નરકનો નવેડો;
વ્યાસ વલ્લભ વરી વળીને વિનવે, કીંકરનું કષ્ટ ફેડો. પ્રભુ. ૫.

## પદ ૩ જું.

બેઠો કાળી ભોગદારી; ઓ ભાઈ રે; બેઠો. ટેક.
ધણીને કેહેશે ધા ચોરને કહેશે જા, હરી જનને કહેશે જારી;

જારી જનના સૌ સ્નેહી થાશે, માર્યો જાશે બ્રહ્મચારી. ઓ. ૧
વીહાર ગાશે ત્યાં હરખાશે, શીખશે રીત નઠારી,
રજસ્વળા વણુ ગર્ભજ ધરશે, નવ વરસની નારી. ઓ. ૨
વામાને સૌ નર વસ્ય થાવાના, હેત અતીશે વીચારી;
લે સાળી સાળુ બેનીને હાંસું, માતાને કાહાડશે મારી. ઓ. ૩
પાખંડી પુંજાશે ભક્ત ભચકાશે, જ્ઞાની ગોદા ખાશે ભારી;
બેટો બાપની બેનને ભાંડશે, ખરાનો લે ઢોંગ ધારી. ઓ. ૪
શીષ્ય ગુરૂના સામો થવાનો, ગુણ જવાનો વીસારી,
જુઠ પ્રપંચને પાતક વધશે. ખરાની કહેણી લાગે ખારી. ઓ. ૫
નાટારંગ બંગ ઢોંગનો ધામધુમ, હશે જ્યાં વાત વીહારી;
વ્યાસ વલ્લભ કહે ત્યાં સહુ થંભશે, વાપ્યો કળી મ્હાવીકારી. ઓ. ૬

---

## પદ ૧ લું.

### નીસ્ચેના મહેલનો રાગ.

રંકના રામજી દુખડાં હરનારારે, જયના કરનારારે;
સંસાર સાગરથી કહાડોરે રામ. ટેક.
સંસાર સીંધુમાં ઝબોળા ખાઉં છું રે, તેમાં મઘ્ઘર માત પીતારે;
તે દંત દે છે ને અંતજ લે છેરે, બુરાડતાં નથી બીતારે. રંકના. ૧
માનુની મચ્છ થઇને ગળવા બેઠીછેરે, ભગની કાચબ થઇ ફોલેરે,
ભાઇ ભમરો થઇ દાબેછે જળમાંરે, ભોજાઇ જળઘુઘવાટે બોલેરે. રંકના. ૨
સગાંરૂપી મહા મોઝા સંતાપેરે, જળના તરંગરૂપી જ્ઞાતિરે;
તેને ન ગણુતાં તાકુતરવાનુંરે, પણ મઘર આગળ નથી છાતીરે. રંકના. ૩
સીંધુમાં રીતે રહેતાં કાંઇ નથી બુડતોરે, તરવાની સત્તા તમે આપીરે;
તેમાં તરતાં મને આનંદ થાય છેરે, પણ કનડે છે મઘર પાપીરે. રંકના. ૪
મચ્છને તો ધાસ્તી દઇ વશ બનાવુંરે, તેથી વશ ન બને તો બાઝુંરે;
પણ મઘર સંગે રૂશણું ન ફાવતુંરે, રૂશણું કરૂં તો પાછો લાજુંરે. રંકના. ૫
આવા દુઃખે દુલ્યો ભજવાનું ભુલ્યોરે, કોઇ મને મારગડો બતાવોરે;
પ્રલ્હાદને સારૂ આવ્યાતા નાથજીરે. તેવા અનાથ વારે આવોરે. રંકના. ૬
સ્રગર સુખથી ગજને સુકાવ્યોરે, તેવો મને પણ સુકાવોરે;
નહી તો આપઘાત કરી દોશ દેશ તમનેરે, માટે હું પામ્મર પક્ષોધાવોરે. રંકના. ૭
જગતમાં જણાવું તો હાંસી બહુ થાય છેરે, વ્હોરી તમાસો મારો જુએરે;
વલ્લભ કહે છાંનો રડતાં કોણ રાખેરે, તમ વીના આંસુ કીયો લુહેરે. રંકના. ૮

પદ ૨ જું.

જગતના દાતા વૈકુંઠવાસીરે, ઓ અવિનાશીરે;
ફાંશી હું કંગાલની કાઢોરે રામ. ટેક.
ફસ્યો છું ફંદમાં ઘરબારી ગંધમાંરે, જંજાળી જાળમાં વીંટાયોરે;
દુનીયાનો દરીયો તે નથી તરીયોરે, છોછબા છંદમાં છંટાયોરે. જ. ૧
વપુના કોટડીમાં કેદ કર્યો છેરે, ઇંયાંરૂપી મેલ્યાં શીપાઇરે;
નાત જાતરૂપી જેલ બનાવીરે, બેડી બેરીની પગમાંહીરે. જ. ૨
તેમાંથી છુટવાનો છેડો બતાવોરે, માધવ માપ મારૂ માપોરે;
ઘટ ઘટ ઘનશામ વ્યાપી રહ્યાછોરે, માટે હું ઘટમાં મારગ આપોરે. જ. ૩
પંચ વીષયથી અળગો કરીનેરે, સ્વપનાવત સંસારમાં રાખોરે;
છેવટ સરણે લઇ લેજો સામળારે, અવીદ્યા હાલ કાપી નાંખોરે. જ. ૪
માગી માગીને માગું છું એટલુંરે, તેટલું ભાગ્ય કરો ઉદેરે;
વલ્લભ કહે છે હરનીશ વ્યાપીનેરે, રમો રણછોડ મારે રૂદેરે. જ. ૫

પદ ૩ જું

પ્રેરણાકારક પ્રભુ વિશ્વના સ્વામીરે, અંતર જામીરે;
સૌ સભાને સુસતી આપોરે રામ. ટેક.
દાસ તમારો દેશે દેશ ફરીનેરે, નીતીથી પેટ પાપી ભરતોરે,
તેમાં જગહીત ધારી કડવાં વાચેક મારીરે, સુમારગ માટે ઉપદેશ કરતોરે;
પણ કળયુગ પાપી રહ્યો બહુ વ્યાપીરે, તે બોધ લાગવા ન દેતોરે;
સાંભળે તે વેળાસા શીખ માનેરે, પાછો કળી ભમાવી લેતોરે. પ્રે. ૨
ભમી કુપંથ પેશી કહે ગુરૂ બેસીરે, ફોગટ ફંદે જાયે કુલીરે;
કાહાડે કુથલીયો જીભની જુઠડીયોરે, બોધ બધોય બેસે ભુલીરે. પ્રે. ૩
કોઈ કહે કથનીને કોઇ કહે સત્યનીરે, કોઇ કહે લાહારી ચલાવેરે;
કોઇ કહે પેટ માટે ધંધો માંડયોછેરે, મતલબથી આપણને સમજાવેરે. પ્રે. ૪
કો કહે કહેછે પણ, નહી હોય પાળતારે, કહે મીથ્યા બીક બતાવેરે;
કોકહે જમડા કયાં છે કો કહે સાચું કયાં છે, જ્યાં ત્યાં ગપાષ્ટકો ચલાવેરે. પ્રે. ૫
કોઈ ધારે ખોદણીને કોઇ ધારે જીભલડીરે, કોઇને તોવેણ વીખતુલ્ય લાગેરે;
પંચવિષયથી મનડુ ભગાવુરે; પણ મોહીત જનનું મન ન ભાગેરે. પ્રે. ૬
કુકરમીની સંગે કહું કંટાળવારે, પણ તે કુબુદ્ધીનો મત તાણેરે;
અંધની પેઠે ભીંતે ભચકાઇ મરેછેરે, મ્હારૂં કહ્યું મશ્કરી જાણેરે. પ્રે. ૭
એવો જુલમ બહુ જગમાં કળીનોરે, તેથી હલડું મારૂ દુભાયેરે;
હૈયામાં એવી ઇચ્છા અનીતી ટળીનેરે, સનીતી કાંઇ કરતા થાયેરે. પ્રે. ૮
કઠણું વહીને ઉલટો વ્હેરી થાઉ વિશ્વનોરે, તેમાં શુ લ્હાણુ મારે કાહાવેરે;

પણ કોઇ નીતી ગ્રહે અનીતી ટાળીનેરે, તોતે પુન્યનો ભાગ આવેરે. પ્રે. ૯
એવી આશાથી હું શીખ દઉં સર્વનેરે, શીખ શ્રોતાને મનાવોરે;
સૌના પ્રેરક સ્વામી વલ્લભના વ્હાલારે, કળી કાડી ઠેકાણે લાવોરે. પ્રે. ૧૦

પદ ૪ થું.

ભકતોના ભુધરા દીનની દયાળુરે, કૃષ્ણ કૃપાળુરે;
હું સેવકની સુધ્ય લેજોરે રામ. ટેક.
સાંભળો સામળા રંક તમારોરે, મ્હારૂં ન મળે બેલી કોઇરે;
ઝુલ્યો જંજાળમાં ભુલ્યો ગોપાળમાંરે, રહ્યો માયામાં ઘણો મ્હોઇરે. ભ. ૧
હું પદમાં મરતો સેવા ન કરતોરે, નરહરી ભુલ્યો નાણું વહાલુંરે;
પણ તું દીધાવણ નથી ભરાતુંરે, રહે છે સદાયે ઠાલુંરે. ભ. ૨
અતી અવગુણી અસુર સરખોરે, પણ તમ સાથે મનડું લાગ્યુંરે;
આજથી હરજી ફરી છે મરજીરે, કાંક પુર્વેનું પુન્ય જાગ્યુંરે. ભ. ૩
હવે મન માન્યું ભગવત ભજવારે, દુરગુણે દલડું દુભાયુંરે;
કુચીત કાપજોને સુચીત આપજોરે, તેમ પદકીંકરે સાહાયુંરે. ભ. ૪
છે સત્ય સાથી અસત્ય મ્હારાથીરે, થતાં હોય તો આઘાં કરજોરે;
વલ્લભ વિનવે આશા તમારીરે, માટે હું સુરતકે કર ધરજોરે. ભ. ૫

---

પદ ૧ લું.

પનીહારીની છાંયાનો રાગ.

રડીશમાં પોહોઠ પારખે, સુત હાલોરે;
હાંઈ આવ્યો શા કારણે, સુત હાલોરે. ૧
ન જાણીશ સુત જમવા રમવા, સુત હાલોરે;
કાં દમવા કાં ખમવા, સુત હાલોરે. ૨
આશા ન રાખીશ તાતની, સુત હાલોરે;
રાખીશ નહી માત ભ્રાતની, સુત હાલોરે. ૩
એક જનમ કદી પોસશે, સુત હાલોરે;
બીજે કોણ સંતોષશે, સુત હાલોરે. ૪
સદા સંતોસે વિશ્વંભરો, સુત હાલોરે;
અચળ પીતા તે છે ખરો, સુત હાલોરે. ૫
તે તાત સાચો માનજો, સુત હાલોરે;
આ તાત મીથ્યા જાણજો, સુત હાલોરે. ૬
તું જાણીશ સગું માહરૂં, સુત હાલોરે;
લેવું ધારશે સો તાહરૂં, સુત હાલોરે. ૭

હાલ લડાવે લાડ અતી ઘણું, સુત હાલોરે;
પછી જંપવા નહી દે ક્ષણું, સુત હાલોરે. ૮
મુજ સહીત ડુબશું તને, સુત હાલોરે;
કમાણી માગશું તુજ કને, સુત હાલોરે. ૯
માટે સમજી જાઓ બેટડા, સુત હાલોરે.
મુળ તાપથી થયા છેટડા, સુત હાલોરે. ૧૦
તે છેટું ભાગવા ભજો હરી, સુત હાલોરે;
આ દાવ નહી આવે ફરી, સુત હાલોરે. ૧૧
મુળ પદ પુરણ બ્રહ્મ ભજો, સુત હાલોરે;
મનશી મીથ્યા માયા તજો, સુત હાલોરે. ૧૨
પ્રાપ્તિ થશે સુખ ધામની, સુત હાલોરે;
લ્યો શીખ વલ્લભરામની, સુત હાલોરે. ૧૩

પદ ૨ જું.

જીવ રાજ નોહ્ય ગામ તમ તણુંરે, પરદેશીછો,
રળવા આવ્યાછો વાર ક્ષણું'રે, પરદેશી છો. ૧
પ્રભુ પીતાયે મોકલ્યારે, પરદેશી છો;
પરઠણ ભુલતા જો અલ્યારે, પરદેશી છો. ૨
રળીને રોકડા ભેગા કરોરે, પરદેશી છો;
સદ્ગુણી શેઠને ઘેર ભરોરે, પરદેશી છો. ૩
સુક્રીત જર ત્યાં જમે થશેરે, પરદેશી છો;
તુજ તાતને સ્થળ હુંડી જશેરે, પરદેશી છો. ૪
લાભ લેઈ મુળ ઘેર જશોરે, પરદેશી છો.
તાતજી તણા વહાલા થશોરે, પરદેશી છો. ૫
કદી ખોટ વ્હેપારમાં હશેરે, પરદેશી છો;
તમ પર હુકમ નામુ થશેરે, પરદેશી છો. ૬
પછી જશો ઘેર આપનેરે, પરદેશી છો;
નહી પેસવા દે આપનેરે, પરદેશી છો. ૭
જુદા ઝટ કહાડશે જીકથીરે, પરદેશી છો;
લ્હેણદારોની બીકથીરે, પરદેશી છો. ૮
પોતે ઘર રાખે ન ફીકરૂરે, પરદેશી છો;
તગેડે આપી ઠીબ ઠીકરૂરે, પરદેશી છો. ૯

કહે દેવું વાળી આવજોરે, પરદેશી છો;
બેગા રહેવા લાભ લાવજોરે, પરદેશી છો. ૧૦
રજ્યાને બોલાવે પ્યારથીરે, પરદેશી છો;
દેવાળીયાને કાહાડે બ્હારથીરે, પરદેશી છો. ૧૧
માટે રામ રૂપી રોકડા રળોરે, પરદેશી છો;
પછી પીતાજીને ધામ પળોરે, પરદેશી છો. ૧૨
આ દેહ દેશ પંચભુતનોરે, પરદેશી છો;
તે દેવુ હક જમ દુતનોરે, પરદેશી છો. ૧૩
કાયા માયાનું ગામ ગણોરે, પરદેશી છો;
આત્માનુ ગામ પરમાત્મા ભણોરે, પરદેશી છો. ૧૪
તેથી લાભ લ્યો રળીને રૂડોરે, પરદેશી છો;
વ્યાસ વદે સમજોતો નહી બૂડોરે, પરદેશી છો. ૧૫

પદ ૩ જું.

પ્રાણ લાલ શું હરખાઇ ગયોરે, મુસાફર છો;
દેહ પોતાની માની રહ્યારે, મુસાફર છો. ૧
બેઠા છો ભાડાની ગાડીયેરે, મુસાફર છો;
દોછો ભાડુ દાહાડીયેરે, મુસાફર છો. ૨
પરઠ્યું ન આપો લોકદીરે, મુસાફર છો;
ઉતારી મુકે વાંક વદીરે, મુસાફર છો. ૩
મુકશો ભાડાની બ્હેલડીરે, મુસાફર છો;
છોડવી પડશે કાયા છેલડીરે, મુસાફર છો. ૪
પગ પીંડાં ભાગી જશેરે, મુસાફર છો;
હાથ રૂપી ધુસરી બંધ થશેરે, મુસાફર છો. ૫
પરઠણ સૂધી રાખશેરે, મુસાફર છો;
પછી ઉતારી નાંખશેરે, મુસાફર છો. ૬
મીથ્યા માલીક શીદ થાવછોરે, મુસાફર છો;
બ્હેવારમાંથી જાવછોરે, મુસાફર છો. ૭
પંચ ભુતથી આ, દેહછેરે, મુસાફર છો;
તેના માલીક તો તેહછેરે, મુસાફર છો. ૮
પારકુ પચાવવું ધારશોરે, મુસાફર છો;
તો જમ પાછળ મારશોરે, મુસાફર છો. ૯
જો હોય તાહરી રોઢવીરે, મુસાફર છો;

તો ન પડે કદી છોડવીરે, મુસાફર છો. ૧૦
ભાડાનું ગાડું અંગછેરે, મુસાફર છો;
વ્યાસ વદે સત્ય હરીસંગ છેરે, મુસાફર છો. ૧૧

## પદ ૧ લું.

કર્યું કલ્પના પરી, એ રાગ.

પેટ પાપી ભરવાને ભુલાં તું ભમ્યો, નારાયણ નામને લગાર ન નમ્યો. ટેક.
જરજુવતીયે, જીવ ધુંચાયો ઘણો, છેકાછેક છંદ લાગ્યો છોકરાં તણો;
કરે કામ કૃષ્ણ તું કહે કર્યું અમ્યો. નારાયણ૦ ૧
રાતદીન લેહ લાગી રળવા તણી, ભલુ ભુડું ભાંખી લાવ્યો નાણું તું ભણી;
કાળું કરી હરીધન વ્હાલાંને ગમ્યો. નારાયણ૦ ૨
છેકાછેક છકી એક જોયું સુખડું, ભગવત ભજવામાં પડયું દુખડું;
કરી સેલ સપાટાને રંગમાં રમ્યો. નારાયણ૦ ૩
વપુતણા વીકારથી વીકારી થયો, સત્ય સમાગમે જરા જાતે ન ગયો;
ખાટું ખારૂં તીખું ગળ્યું સ્વાદથી જમ્યો. નારાયણ૦ ૪
કાઢી પરકુથલીને પાતક લીધું, ઉંચો હાથ કરી કાંઇ દાન ન દીધું;
સંત સાધું બ્રાહ્મણોને દેતડા દમ્યો. નારાયણ૦ ૫
લાગ્યો નાગો ટેક તોરો હુંપદ ધરી, ઘરની ઘરૂણી દેખી જાય છે મરી;
રાંડનો ટુંકારો ગાળ ખુશીથી ખમ્યો. નારાયણ૦ ૬
જીવ જતાં સુધી લાગી ઝાજીરે જંજાળ, ઘડી ગાંઠ ગોઠવી ન ગાયારે ગોપાળ;
કહે છે વલ્લભ જીવ લોભ ન સમ્યો. નારાયણ૦ ૭

## પદ ૨ જું.

જોલ્યા જીવ જનમીશું સુકીત કર્યું,
ધુળધાણી ધક્કા ખાધા ધ્યાન ન ધર્યું. ટેક.
પ્રભુએ આ મુનશાદે અમુલ્ય દીધો, વણ ગુણે ગુણ તારો ગોવીંદે કીધો;
લક્ષ ચોરાશીનું દુખ દયાળે હર્યું. જોલ્યા જીવ૦ ૧
ગર્ભથી છુટવા ગુણ હરીના ગાયા, પ્રશવીને થયો પછી વ્હાલી માયા;
કુડને કપટ કરી ભાણું તેં ભર્યું. જોલ્યા જીવ૦ ૨
જાયો ત્યારે જીવ્યો પછી; માયામાં મુઓ, જેટલો ભજ્યો તેટલો મોટેરો હુઓ;
પર્મારથ બાવર્યું તે રળેલું ઠર્યું. જોલ્યા જીવ૦ ૩
માયા મરતાની ન મુકે, કેકાળે કેડો; ત્યારે તારો તરવાનો આવે ન છેડો;
ભજ્યા વિના રમ્યે જમ્યે જોબન ગર્યું. જોલ્યા જીવ૦ ૪

લક્ષન મળ્યાને લખેશ્વરી ન થયો, મ્હારૂં તારૂં કરી હેળે આયુશ ગયો;
તાણી તોશી તારે તાર્યેજરા ન તર્યું. જોલ્યા જીવ૦ ૫
મુંહ મીથ્યા મોહ માયામાં મથીમરે, સમાવત સંસારનો સ્વારથ કરે;
તે કર્યાથી કહે કાર્ય તારૂં શું સર્યું. જોલ્યા જીવ૦ ૬
કદી કેશ સર્યું તોશું સાથે આવશે, લેઇ જાય જોડે તોતે બોલ્યું ફાવશે;
વલ્લભ કે તું રઝ્યોને સગાંએ હર્યું. જોલ્યા જીવ૦ ૭

## પદ ૧ લું.

### નાટકના વણઝારાનો રાગ સાખી સાથે.

અલ્યા ભજન વિનાનો તારો, બધો છુટી પડયો જનમારો;
લાગ્યો પ્રેમદા પૈસો પ્યારો, બધો છુટી પડયો જનમારો. ટેક.
જીવ પડયો જંજાળમાં, ભક્તી મેલી દુર;
દુનીયાને હરિએ ડુબીયો, વધ્યું પાપનું પુર;
નહીં આવે તરવાનો આરો, બધો છુટી પડયો જનમારો;
બાંધ્યો દોસનો ભારે ભારો, બધો છુટી પડયો જનમારો. ૧
મોહ લાગ્યો માયા તણો, કામ ક્રોધને લોભ;
ખાઇ પીને આરામ લેવા, ભક્તી મેલી મોભ;
એવો ઉઠયો અધર્મી નઠારો, બધો છુટી પડયો જનમારો;
ઘણો ઘાલ્યો ઘરમાં કુધારો, બધો છુટી પડયો જનમારો. ૨
વ્હાલાં છૈયાં છોકરાં, વ્હાલી વ્હેવાર વાત;
જશ લેવા આ જગતનો, કશી કટી દીનરાત;
લાગ્યો હરીજનનો ખેલ ખારો, બધો છુટી પડયો જનમારો;
લાગે લુચ્ચાઇનો લ્હાવ શારો, બધો છુટી પડયો જનમારો. ૩
ભુંડાં કુડાં કૃત કરી, માને મનથી ઠીક;
કરે પાપનો પોટલો, તજી હરીની બીક;
જાણું કોણ મને છે પુછનારો, બધો છુટી પડયો જનમારો;
કર્યા કર્યા કુકૃત હજારો, બધો છુટી પડયો જનમારો. ૪
ભક્તોને ન ઓળખ્યા, ન ઓળખ્યા સીધ સંત;
જેની તેની નીંદા કરી, ઝાલ્યો પાપી પંથ;
થયો જમપુરીમાં જનારો, બધો છુટી પડયો જનમારો;
વાત વલ્લભની વિચારો, બધો છુટી પડયો જનમારો. ૫

## પદ ર જું.

ઝાલ્યો પાપતણો પંથ આણી, સાચુ સમજ્યો નહીં સેલાણી;

જો તું તારા કરમની કાંણી, સાચુ સમજ્યો નહીં સેલાણી. ટેક.
જનમ્યો માને ઉદરે, તે વેળા અજ્ઞાન;
ઉછરી થયો પંચ વર્ષનો, લાગ્યું રમવા ધ્યાન;
રમી જમી કર્યું ધુળધાણી, સાચુ સમજ્યો નહીં સેલાણી;
તેંતો પરણી પ્રેમદા આણી સાચુ સમજ્યો નહીં સેલાણી. ૧
તે પ્રેમદાના પાસમાં, ચોટયું ચંચળ ચીત્ત;
ઘાટ ઘરેણાં ઘાલવા, દુડવા માંડયુ વીત;
વણુ નાથ્યે ઘોચી ઘાલ્યો ઘાણી, સાચુ સમજ્યો નહીં સેલાણી;
મુઓ તનનાં તરીલાં તાણી, સાચુ સમજ્યો નહીં સેલાણી. ૨
ઘાણી તાણી તન તોડીને, વીષય સુખને સ્વાદ;
હરામ ચસ્કો લાગીયો, ચડયો નઠારો નાદ;
તેવા બિંદે વનીતા વીખાણી, સાચુ સમજ્યો નહીં સેલાણી;
જોવા આદરી રંગીલી રાણી, સાચુ સમજ્યો નહીં સેહેલાણી. ૩
પરણી શું પ્રીત ઉતરી, પ્રગટયો પર શું પ્રેમ;
નીતી છોડી શાસ્ત્રની, ઘણો ઘુચાયો તેમ;
તારી સુધ બુધ સહુ ગુચવાણી, સાચુ સમજ્યો નહી સેહેલાણી;
માંડયુ ઘરબાર નીતી જાણી, સાચુ સમજ્યો નહીં સેહેલાણી. ૪
સંસાર સાચો જાણીયો, આણ્યો એ પર પ્યાર;
રાત દહાડો રળી મુઓ, રાંડનું રણુ ભરનાર.
રંડા ભુંડણી તુલ્ય વીયાંણી, સાચુ સમજ્યો નહીં સેહેલાણી;
જોઇ બચ્ચાં મતી મકલાણી, સાચુ સમજ્યો નહીં સેહેલાણી. ૫
વ્હેવારને વેંપારમાં, વધ્યો તુજ વિચાર;
સત્ય અસત્યને જાણુવા, ન થઇ ઉરમી લગાર.
કરી નહી સુકરમ કમાણી, સાચુ સમજ્યો નહીં સેહેલાણી;
લેવા આવ્યો કાળ તને તાણી, સાચુ સમજ્યો નહીં સેહેલાણી. ૬
ઝાલ્યો જમના કીંકરે, કરણી જોઇ કપુત;
મારે માર મુગદળ તણો, ત્યાં નહી સુંદરી સુત.
તારી કોમળ કાયા કુટાણી, સાચુ સમજ્યો નહીં સેહેલાણી;
ઉગે ઝાડ તો થાય એધાણી, સાચુ સમજ્યો નહીં સેહેલાણી. ૭
ત્યાં તારૂ બેલી નહી, સગાં સાથ માબાપ;
તું ભોગવે કર્યું તાહારૂં, સહે પોતાને પાપ.
પાછો વેઠે ગરભની ખાણી, સાચુ સમજ્યો નહીં સેહેલાણી;
મળ મુત્રની વેદના વેઠાણી, સાચુ સમજ્યો નહી સેહેલાણી. ૮

વારંવાર દેહી ધરે, તોપણ નાવે પાર;
તે દુખનો દીન ટાળવા, સમજી લે સત્ય સાર.
સમજી સમરી લે સારંગ પ્રાણી, સાચુ સમજ્યો નહીં સેહેલાણી;
ખરી વ્યાસ વલ્લભની વાણી, સાચુ સમજ્યો નહીં સેહેલાણી. ૯

પદ ૩ જું.

એક અરજ સાંભળ મ્હારી, કેવી ગતી થશે જીવ ત્હારી;
જમકીંકરનો ભય ભારી, કેવી ગતી થશે જીવ ત્હારી. ટેક.
મુળ માયામાં પડયો હતો, માગી લીધું એમ;
અવનીમાં અવતાર દ્યો, ભક્તી કરવા પ્રેમ.
એવી માગી મનુષ્ય દેહ ધારી, કેવી ગતી થશે જીવ ત્હારી;
કહ્યું હતું તે મેલ્યુ વિસારી, કેવી ગતી થશે જીવ ત્હારી. ૧
પંચીકૃત ભુત લાવીયો, સંગે સારે કામ;
પંચ મ્હા ભુત છે તેહને, બનાવીયાં ગુલામ.
દેછે આકાશ અવકાશ સારી, કેવી ગતી થશે જીવ ત્હારી;
ફરવા હરવાની બલીહારી, કેવી ગતી થશે જીવ ત્હારી. ૨
પ્રકાશ કરે છે દીનમણી, વ્યોમ વસી તુજ માટ;
શીતમાં કરે ઉષ્ણતા, કરે શેવા પુરપાટ;
તેના પ્રકાશે સુખ રહે જ્યારી, કેવી ગતી થશે જીવ ત્હારી;
સુખ લે છૈયાં છોકર નારી, કેવી ગતી થશે જીવ ત્હારી. ૩
તારા સુખને કારણે, મ્હોટા કરતા શેવ;
બજવે બરોબર નોકરી, વશ રહી વરૂણદેવ.
તને વરૂણ દેછે વારી, કેવી ગતી થશે જીવ ત્હારી;
ન્હાવા ધોવાને સારી નઠારી, કેવી ગતી થશે જીવ ત્હારી. ૪
ઉષ્ણ રૂતુમાં ઉકળે, વપુ વીકળ થાય;
તુને શીતળતા આપવા, વાયુ ઢોળે વાય;
તારૂ ઉષ્ણ શરીર દે ઠારી; કેવી ગતી થશે જીવ ત્હારી;
તેવી તને કરે સુખકારિ, કેવી ગતી થશે જીવ ત્હારી. ૫
ભોમી ભારજ ઉચકે, સદા રહીને સ્થીર;
તુજ માટે રાખી રહે, અન ફળ નિરમળ નિર.
તે તુ ખાઇપી ફરે ખુંખારી, કેવી ગતી થશે જીવ ત્હારી;
તારા વપુમાં શક્તી વધારી, કેવી ગતી થશે જીવ ત્હારી. ૬
પંચ ભુત છે તુજ દેહમાં, તે પણ તારા દાસ;
પાડ તેનો તુજને, દેવું ચડે ચોપાસ;

માટે ભજ હરીને વીચારી, કેવી ગતી થશે જીવ ત્હારી;
તને જમદુત નાંખશે મારી, કેવી ગતી થશે જીવ ત્હારી. ૭
પડશે માર જમદુતનો, ત્યારે પ્રગટે ત્રાસ;
જ્ઞાન લઇને ગાંડીયા, લે અભ્યાસ.
રાખી અભ્યાસ ગા ગીરધારી, કેવી ગતી થશે જીવ ત્હારી;
જો તું ભ્યાસને વ્હાલા મોરારી, કેવી ગતી થશે જીવ ત્હારી. ૮

---

## પદ ૧ લું.

જાળંધરમાં મનગમતા માવા—એ રાગ.

અણુ સમજુ ભકતો, ત્યાગી કહો છો તમે શાને;
લ્યો કર કર ન્યાય તકતો, આ પદ સુણતાં મન માને. ટેક.
આ ઘર છોડયું છૈયાં છોડયાં, છોડી પરણી નારી;
માત તાતને ભ્રાત છોડયાં, નાતજ છોડ સારીરે. અણુ૦ ૧
દાઢી મુડાવી મુછ મુડાવી શીશ મુડાવી બેઠો;
આ નાત છોડી પણ સાધુની, જમાતમાં જઇ પેઠોરે. અણુ૦ ૨
ધોળાં કપડાંઓ ઉતારયો, તે શું ત્યાગજ કીધે;;
હતુ તેથી બમણું કીધું, રંગજ રાતો દીધોરે. અણુ૦ ૩
જન્મ દીધો તે પીતા છોડયો, પણ તે આપજ આપો;
ગાદી લેવા ગુરૂ કર્યાતે, કીધો બીજો બાપોરે. અણુ૦ ૪
આ તાતનું ઘર ગમ્યુ નહીં તે, આ ઘર મેલી ખશયો;
ગુરૂ બીજો બાપજ કીધો, તેના મઠમાં વશીયોરે. અણુ૦ ૫
ત્યાગી ત્યાગી તે શું કહોછો, વિચારો મનમાંહી;
જનેતાના જાયા છોડયા, કીધા ગુરૂભાઇરે. અણુ૦ ૬
જે જનેતાએ ઉછેર્યો, તેને અળગી કાઢી;
અભણુને કોઇ માને નહીં તે, કીધી વીદ્યા માંડીરે. અણુ૦ ૭
કહી કેહેશો ત્યાગી તેણે, છૈયા મેલ્યા છેટા;
પણ પાછા ચેલા મુડીને, કર્યા જણ્યા વણ બેટારે. અણુ૦ ૮
મીલકત મેલી આપી પીતાની, પણ લ્યો વાત વિચારી;
બારસ ગુરૂની ગાદીનો, થયો ધન ભોગદારીરે. અણુ૦ ૯
પ્રકરતી રૂપી નારી તે, સદા રહી છે પાસે;
તે કરતાં મૈથુન તાગ્યો, તેટલું કોઈ તપાસેરે. અણુ૦ ૧૦

પણ સંસારીને નારી તે, પર શું રંગ ન રમતો;
નાઠાને સુખ નહીં ભાગવાની, તેથી રે જીવ ભમતોરે. અણુ૦ ૧૧
કદી સ્થીર રહ્યા ને મૈથુન, ત્યાગ કર્યું હશે ન્યાળી;
તે તાગ્યાથી મુક્તી મળેતો, વ્યંઢળ લાયગ શાળિરે. અણુ૦ ૧૨
દસે ઈંદ્રી દેહ તણિ છે, તેમાં કેઈ દુર કીધી;
ગુદ સ્થાન મળના કાડયો શું, લઘુ સંકાના કીધીરે. અણુ૦ ૧૩
હાથ ન હાલ્યો ચર્ણ ન ચાલ્યો, શું મોંઢે ન ભાંખ્યો;
કાંને શા દાટા માર્યા શું, ફોડી નાંખી આંખ્યોરે. અણુ૦ ૧૪
શું વાસના ન લે નાસીકા, શું સ્વાદ જીભ ન જાણે;
ચામડી શું સ્પર્શ ન વરતે, જો પ્રતક્ષ પરમાણેરે. અણુ૦ ૧૫
સંસારી હતો ત્યારે, ધંધાને અર્થે ફરતો;
આમા પાસે પૈસો લેવા, મીઠુ સુખ ઓચરતોરે. અણુ૦ ૧૬
ત્યાગી થયો પણ તે રીતે, બોધ બીજાને દેતો;
પોતાના પંથમાં સરવે, પ્રાણીને તાણી લેતોરે, અણુ૦ ૧૭
કહોછો સંસાર છોડયો તે શું, સૃષ્ટીમાંથી નાઠો;
રહી ક્ષુધા પીપાશા નીંદ્રા, આળસ મઠ ભય માઠોરે. અણુ૦ ૧૮
અજ્ઞાનીઆમાંથી બગડયો, બગડી વાળ્યો ગોટો;
તેથી અનીતી તાગ્યોતો, સંસારી શો ખોટોરે. અણુ૦ ૧૯
હતુ તેવું બીજુ કીધું, શો મોહ નાંખ્યો ભાગી;
વ્યાસ વલ્લભ પુછે ભકતોને, શાથી સમજ્યા ત્યાગીરે. અણુ૦ ૨૦

પદ ૨ જું.

શું બેઠો ત્યાગી, હતી તે ફેરવી રૂઢી;
જોજો જગ જાગી, નજર રાખીને ઉંડી. ટેક.
કણબી કોળીકે વીપ્ર, કેહેવાતો સંસાર વાશી;
નાશી ફેરે કેહેવરાવે નામો, સાધુ કે સન્યાશીરે. શું બેઠો૦ ૧
નાત નામ છે સંસાર વિષે, છે નામને પરહરીયું;
વેશજ બદલી સાધુ થઈને, જમાત નામજ ધરીયુંરે. શું બેઠો૦ ૨
બાપ શબ્દ છે સંસારીનો, તે શબ્દો ઉલટાવા;
નાઠેલા બોલે નહી બાપા, નામ ધરાવ્યું બાવારે. શું બેઠો૦ ૩
સંસારીએ બેટા શબ્દ, સંસારમાં રાખેલો;
નાઠેલા તે બેટા શબ્દ, મુકી કેહે છે ચેલોરે. શું બેઠો૦ ૪
ઘરમાંને ઘરમાં રેહે છે પણ, ઘર શબ્દ ફેરવીયો;
ન ફેરવેતો ન બદલાયો, ઘરને મઠ ઠેરવીયોરે. શું બેઠો૦ ૫

આવા સૌ શબ્દો ફેરવીયા, તેથી તે શું ત્યાગી;
વ્યાસ વદે છે સમજો શાણા, શી ખોટી લહે લાગીરે. શું બેઠો૦ ૬

પદ ૩ જું.

ત્યાગી છે જેણે, અનીતીને ત્યાગ કીધી;
ઇંદ્રીયો તેણે, નીતી પુર્વક કામે લીધી. ટેક.
કાન વડે સુણે સઉ શાસ્ત્રો, પર નીંદ્યા ન સુણે;
કરણ ઇંદ્રી તે જન તાગ્યો, સત્ય મારગ સદગુણેરે. ત્યાગી૦ ૧
નેત્ર વડે જ્ઞાનીને નીરખે, મંદીરને મોરારી;
કુડે કૃત નજરે ન નીરખે, નેત્ર ત્યાગ નરનારીરે. ત્યાગી૦ ૨
રસનાથી રૂડા સ્વાદો લે, પણ મન મોહ ન પામે;
તો તે રસના ઇંદ્રી ત્યાગ્યો, નાવે પાતક નામેરે. ત્યાગી૦ ૩
નાસીકા ઇંદ્રી વડે લે, યજ્ઞ હોમ નીવાશા;
ચંદન પુષ્પ પ્રભુ ચરણનાં, તે જન તાગ્યો નાશારે. ત્યાગી૦ ૪
ત્વચા સ્પર્શ કરે સુભ જનથી, ગુરૂ ચરણે લાગી;
અસુર શું સ્પર્શ કરે નહીં, તે ત્વચાનો ત્યાગીરે. ત્યાગી૦ ૫
મોઢેથી ન બોલે જુઠુ, નીંદ્યા પરહરે છે;
સાચુ સદા બોલે મોઢે, ગ્હોં ઇંદ્રીજીત તેછે રે. ત્યાગી૦ ૬
ગુદસ્થાને મળત્યાગ કરતાં, કોની નજરે નાવે;
કોનું દલ દુભાય નહીં તે, ગુદા ત્યાગી કાહાવેરે. ત્યાગી૦ ૭
પાતક કામે પગ દે પાછો, ધરમે આગળ ધાયે;
તેને પગ ઇંદ્રીનો ત્યાગી, સમજવો સદાયેરે. ત્યાગી૦ ૮
હાથવડે હંસા ન કરવી, પરધનને ન હરવું;
હાથેથી સુભ દાનો દેવાં, તેજ ત્યાગ આચરવુંરે. ત્યાગી૦ ૯
મૈથુન ઇંદ્રીએ કૃત કરવા, પરણી સ્નેહ લાગ્યો;
પરદારા શું સ્પર્શ કરે નહી; તે મૈથુની ત્યાગ્યોરે. ત્યાગી૦ ૧૦
હેવી સહુ ઇંદ્રીઓ રાખે, અનીતીથી હાધી;
વ્યાસ વદે અનીતી તાગ્યો, તે જન જાણો ત્યાગીરે. ત્યાગી૦ ૧૧

પદ ૪ થું.

સંસારીને શું પ્રતક્ષ પ્રભુ નથી મળીયા;
મળીયા છે જે શું, તેના લખાયા કાગળીયા. ટેક.
હરીચંદ્રે પ્રતક્ષ દીઠા, દીઠા રાજા કરણે;
વીદુરજીને દરશન દીધાં, જે પોતાને સરણેરે. સંસારી૦ ૧
પ્રલાદજીને સુધનવા તે, સુભ હતા સંસારી;

તે સઉને દરશન દીધાં છે, તે લ્યો વાત વિચારીરે. સંસારી૦ ૨
મોહધ્વજને સગાળશાને, દરશન દીધાં સ્વામી;
નરસઇ મેહેતાને મળીયા છે, પન્ડીક અંતરજામીરે. સંસારી૦ ૩
એવા એવા ઘણા જનને, મળીયા છે મોરારી;
જનકવિદેહી મ્હા જ્ઞાની તે, પણ હતો સંસારીરે. સંસારી૦ ૪
સંસાર ત્યાગે મોક્ષ મળે તો, સંસારને સઉ છાંડે;
રામ સરીખા જગ સ્વામી, સીતા શું ઘર ના માંડેરે. સંસારી૦ ૫
પાંન્ડવ સતીયા તે સંસારી, નળ રાજા પણ તેવો;
કૃષ્ણ બળદેવ અક્રૂડ ઉદ્ધવ, તે સઉનો સાર લેવોરે. સંસારી૦ ૬
નંદ વસુદેવ દસરથરાજા, જુઓ સઉ સંસારી;
તેવા સંસારીની શેવા, નથી જનમ્યા મોરારીરે. સંસારી૦ ૭
રૂશી લોકો રણમાં રહેતાં, પણ પત્નીયો પાસે;
ત્યાગ કરે મુક્તી મળે તો, સઉ સંસારી નાસેરે, સંસારી૦ ૮
ગ્રહસ્તી તુલ્ય ત્યાગીને મળીયા, નથી જણાતું કાંઇ;
મળ્યા છે સઉ સંસારીને, લેખ પુરાણો માંહીરે. સંસારી૦ ૯
જો જીવડા હોય સંસારીતો, રળે રૂડી રીતે;
ધર્મશાળાઓ ધામ દેવનાં, બાંધે પુરણ પ્રીતેરે. સંસારી૦ ૧૦
પુન્ય કરે પર જીવને પોસે, સંસારી સુખકારી;
વ્યાસ વદે સવળુ સમજેતો, ઉત્તમ છે સંસારીરે. સંસારી૦ ૧૧

---

પદ ૧ લું.

રાગ વિહાળ.

જો ઝપાટે જાય છે આ, મનુશનો દેહ;
સમજી કર જીવડા તું, શામ સંગ સ્નેહ. ટેક.
વારે વારે આવે ન ઉત્તમ વર્ગમાં;
થાય પસુ પક્ષી તથા જાય નર્કમાં.
મોક્ષ પદ પામવા લે જ્ઞાન સત્ય જેહ. સમજી. ૧
શાંને શીશ કુટાવે છે લુટાવે છે લાભ;
તેંતો ધાર્યુ ઉહળમાં ઘાલવાને આભ.
પણ તારૂં ઘાલ્યું ન ઘલાય સત્ય એહ. સમજી. ૨
લક્ષ્મીનો લ્હાવો લેવા, દેવા દારાને;
કર્યું ધાર્યું થયું પુછ બાપ તારાને.
કદી ધાર્યુ થયું તો, શું સાથે ગયું તેહ. સમજી. ૩
સાથે તો શ્રી રામનામ, દામ નહીં સંગ;

સુણે જીવ રાખીને તો, તર્ત બેસે રંગ.
વરશે વાણી વ્યાસની; જેમ વર્સે બારે મેહ. સમજી૦ ૪

પદ ૨ જું.

જીવડા જંજાળી જપ હરી તણો જાપ;
જન્મ મ્રત્યુ ભોગવે, તું ટાળ્ય તેનો તાપ. ટેક.
ભોગવે તું ગર્ભવાસ ગંદા ગોબરા,
રહે દસ માસ દન દુખના નરા;
ત્યાંથી મુક્ત થાતાં પીડા, પામે છે તું આપ. જન્મ. ૧
જન્મી પાછો પીડા પામે, અંગ રોગની,
મોટો થયે પામે પીડા, વઇભોગની;
મુળ બાપ મેલી બીજો કરવો પડયો બાપ. જન્મ૦ ૨
દ્રવ્ય પીડા પુત્ર પીડા પીડા નારની;
નીત પીડા જાત પીડા, પીડા યારની;
તેવી પીડામાં પડીને ખાધાં ભુલ થાપ. જન્મ૦ ૩
થાપ ખાધી પીડા વેઠી, વ્રદ્ધ થયો તું;
કર્યાં દુકરીત કર્યું સુકરીત શું,
કરી પુન્ય તર્ણનું, મેરૂની મારી ધાપ. જન્મ૦ ૪
ચોરી કરે એરણની, સોયનું દે દાન;
તે શુ નહી સમજતો, બ્રહ્મ ભગવાન;
એક પુન્ય કરી કરે, કોટી કોટી પાપ. જન્મ૦ ૫
એવો તું ધરમાત્મા, પરમાત્મા જુએ;
પડી લક્ષ ચોરાશીમાં સદા તું રૂએ;
વ્યાસ વાણી જાણી પાડય, ભક્ત નામ છાપ. જન્મ૦ ૬

પદ ૩ જું.

જો તું ધાઇ બાઇ ભાઇ શી વલે થશે;
ઐશ ખુબ ખાસડાં ત્યાં સુખ કયાં હશે. ટેક.
જેવું લેછે સુખ તેવું દુઃખ જાણજે;
કરક્ષા ઐ કપુત ભાઈ સત્ય માનજે;
પંચ જે બિશય તેમાં, પાપ બહુ વસે. ખઇશ. ૧
જીભ તણો સ્વાદ જોને માંછલે કીધો;
કાળરૂપ ઢીંમરે તો, જાળમાં લીધો;
ખોયો જીવ જીવ વડે તેવું બનશે. ખાઇશ. ૨
શબ્દ સ્વાદ હરણને મીઠો લીધો;

પારધીએ બાણુ મારી, પ્રાણુ ભાગીઓ;
તેમ મરે શબ્દ સ્વાધ લેવા જે ધસે. ખઇશ. ૩
મૈથુનના સુખ સારૂ, ગજ રાજીયો;
કાગળની હાથણીને, ભેળે બાઝીયો,
સ્પર્શ લોભે ખાડ પડી, ટાંટીઆ ઘસે. ખઇશ. ૪
વાસનાના સ્વાદથી ભ્રમર ભુલીયો;
પેઠો પુષ્પમાંહ્ય પછી દુખે દુલીયો;
તેમ સર્વે દુલે દુલ્યા પછી શુ ખસે. ખઇશ. ૫
દીપકનું તેજ રૂપ જોઇને પતંગ;
જાય ધસી ઝાલવાને દગ્ધ થાય અંગ;
તેમ દુઃખ ભોગી જીવ, દુર ન હશે. ખઇશ. ૬
કાંતો બાઇ ભાઇ, પંચ બિશાઇ છે જેહ;
કહ્યા પંચ દુઃખી જીવ, તેથી જાદે તેહ,
વ્યાસ વાણી સત્ય જાણી, ઉતારો નસે. ખઇશ. ૭

---

## પદ ૧ લું.

જે રામ જે રામ જેજે રામ. એ રાગ.

માગુ સદા તમારૂ ધ્યાન, જે ભગવાન જે ભગવાન જેજે ભગવાન; ૧
મુકી મ્હો માયા હભીમાન, જે ભગવાન જેજે ભગવાન. ૨
મારી કસુર ન ધરશો કાન, જે ભગવાન૦ ૩
કીધા હશે બહુ નુકશાન, જે ભગવાન૦ ૪
જેવો તેવો તમ સંતાન, જે ભગવાન૦ ૫
ભુલ્યો ચુકયો છું નાદાન, જે ભગવાન૦ ૬
સમજો સેવકની સમાન, જે ભગવાન૦ ૭
આપો મુજને મુળ જ્ઞાન, જે ભગવાન૦ ૮
વલ્લભ માગે જીવતદાન, જે ભગવાન૦ ૯

## પદ ૨ જું.

પ્રભુ મોક્ષપદ સુખ ધામ, જે શામ જે શામ જેજે શામ. ૧
જેજે ગોવીંદજી ગુણગ્રામ. જે શામ ૨
નથી તુજ વણુ ઠાલો ઠામ. જે શામ ૩
છોજી કેશવ પુરણુ કામ. જે શામ ૪
જેણે લીધું તમારૂ નામ. જે શામ ૫

તેને મળીયો મોક્ષ સુકામ. જે શામ ૬
મુક્તી તુલ્ય નહીં આ રામ. જે શામ ૭
ટળે આવા ગમન ઉધામ. જે શામ ૮
મટે પાપ તાપનો ધામ. જે શામ ૯
માગે મુક્તી વલ્લભરામ. જે શામ ૧૦

## પદ ૩ જું.

જેજે દીનબંધુ દયાળ. જે ગોપાળ જે ગોપાળ જેજે ગોપાળ. ૧
તમે ભકતોના પ્રતીપાળ. જે ગોપાળ. ૨
શોભાવી સ્રષ્ટી વિશાળ. જે ગોપાળ. ૩
તારી અકળીત છે ઘટમાળ. જે ગોપાળ. ૪
મુને માની લેજો બાળ. જે ગોપાળ. ૫
ભણુવા બેઠો તમ નિશાળ. જે ગોપાળ. ૬
આ તો મોહ માયા વિકરાળ. જે ગોપાળ. ૭
આવી વળગ્યો છે જંજાળ. જે ગોપાળ. ૮
ટાળો મારો કુડો કાળ. જે ગોપાળ. ૯
લેજો વલ્લભની સંભાળ. જે ગોપાળ. ૧૦

## પદ ૪ થું.

પ્રભુ જપીએ તમારો જાપ. જે માબાપ જે માબાપ જેજે માબાપ. ૧
ટાળો ત્રિવિધીનો તાપ. જે માબાપ. ૨
પ્રભુ મોક્ષપદ છો આપ. જે માબાપ. ૩
સઘળા ગુના કરજો માફ. જે માબાપ. ૪
નથી કરી તીલક કે છાપ. જે માબાપ. ૫
ઘણી ખાધી છે ભુલથાપ. જે માબાપ. ૬
માપ્યું નહીં જ્ઞાનીનું માપ. જે માબાપ. ૭
તે તો મોટી વાગી ધાપ. જે માબાપ. ૮
ટાળો આવાગમન અદાપ. જે માબાપ. ૯
કરો અનુગ્રે કોઇ શ્રાપ. જે માબાપ. ૧૦
કાપો પતીતપાવન પાપ. જે માબાપ. ૧૧
સુણજો વલ્લભનો વિલાપ. જે માબાપ. ૧૨

## પદ ૧ લું.

વલ્લભ વીઠલ સોજી એ રાગ.

મુળપદ વિશ્વના સ્વામી, પાવલીએ લાગુ;
આત્માના અંતરયામી, હું મુક્તી માગુ. ૧
દુરીજન દુષ્ટ છું આપે, પાવલીએ લાગું;
પીંડ ભર્યો છે મેં પાપે, હું મુક્તી માગુ. ૨
સત્ય સમાગમ કીધો નથી પાવલીયે લાગુ;
મુઓ છું વહેવારમાં મથી, હું મુક્તી માગુ. ૩
માયાની જાળે લીધો ઘેરી, પાવલીએ લાગુ;
લક્ષ ચોરાશી ફર્યો ફરી, હું મુક્તી માગુ. ૪
કોટાણુ કોટી કુબુદ્ધી, પાવલીએ લાગુ,
મમનાથ લેજો મારી શુદ્ધી, હું મુક્તી માગુ. ૫
તન મન ધન અરપણુ કરી, પાવલીએ લાગું;
તમ ચરણે ચીત્ત ધરી, હું મુકતી .માગુ. ૬
જન્મ મૃત્યુથી ઉગારો, પાવલીએ લાગુ;
આવાગમનને નીવારો, હું મુક્તી માગુ. ૭
દેહ બેડી વેઠી છુટુ જ્યારે, પાવલીએ લાગુ;
આપ સરણે લેજો ત્યારે, હું મુક્તી માગુ. ૮
વ્યાસ વલ્લભનું માગું એવું, પાવલીએ લાગુ;
શુધ્ધ સેવકનું છે તેવું, હું મુક્તી માગુ. ૯

## પદ ૨ જું.

પુરણ બ્રહ્મ પરમાત્મા; ઓ અચળવાશી;
તમને અરપણુ મમ આત્મા, છો અવીનાશી. ૧
પંચ ભુતોથી નીરાકારી, ઓ અચળવાશી;
જ્ઞાન સ્વરૂપ છો માહાભારી, છો અવીનાશી. ૨
ત્રીગુણે નિર્ગુણુ સ્વામી, ઓ અચળવાશી;
જ્ઞાન ગુણે અંતરયામી, છો અવીનાશી. ૩
આ સ્વરૂપે સઉથી ન્યારા, ઓ અચળવાશી;
જ્ઞાન ગતીથી સઘળે સારા, છો અવીનાશી. ૪
અકરતા છો અખંડી, ઓ અચળવાશી;
અમર અજપ માયા છંડી, છો અવીનાશી. ૫
તમે તુરીઆતીત આદી, ઓ અચળવાશી;

અક્ષરાતીત નિરોપાદી, છો અવીનાશી. ૬
મનન પુજન કરીએ, ઓ અચળવાશી;
એકાગ્ર ચીત્ત ધ્યાન ધરીએ છો અવીનાશી. ૭
મુક્ત થઇને મોક્ષ પામુ, ઓ અચળવાશી;
જોજો વ્યાસને દાસ સામુ, છો અવીનાશી. ૮

## પદ ૧ લું.

### સ્તુતીનો રાગ.

સૌને અમારા રામ રામ ઓ હરીજનો સૌને અમારા રામ રામ. ટેક.
હું રે બ્રાહ્મણ છું સકળ સભાનોરે;
કૃપા રાખજો બધું ગામ. ઓ હરીજનો. ૧
વૈષ્ણવજનને, જે જે શ્રી કૃષ્ણરે;
વીપ્રોને ડંડવત પ્રણામ. ઓ હરીજનો. ૨
જેવી આવડી તેવી, કરી હરી ચરચારે;
જ્યાં ત્યાં ગાયા છે ઘનશામ. ઓ હરીજનો. ૩
બોલ્યું ચાલ્યું મારૂં, માફજ કરજોરે;
મહેરબાની રાખજો તમામ. ઓ હરીજનો. ૪
જેવો આ પ્રેમ છે તેવો વધારજોરે,
મ્હારે તમ સંગે સદા કામ. ઓ હરીજનો. ૫
અંતરની આશીશ, દેઉછું પંચનેરે,
વૈકુંઠે થાજો શુભ ઠામ. ઓ હરીજનો. ૬
અમદાવાદનો હું વિપ્ર મેવાડોરે;
વ્યાસ વલ્લભ નીજ નામ. ઓ હરીજનો. ૭



# મહારાજશ્રીનાં રચેલાં જ્ઞાનમય

# પુસ્તકોનું લીસ્ટ.

---

| | | |
|---|---|---|
| ૧. | ભાવાર્થપ્રકાશ. | રૂ. ૧। |
| ૨. | વિજ્ઞાનવલ્લભ. | રૂ. ૦॥ |
| ૩. | મોક્ષમાર્ગી ગીતા | રૂ. ૦॥= |
| ૪. | શંકાસમાધાન. | રૂ. ૦॥- |
| ૫. | ન્યાયવલ્લભ. | રૂ. ૦।- |
| ૬. | વલ્લભપદમાળા. | રૂ. ૦॥।= |
| ૭. | વચનવલ્લભ. | રૂ. ૦॥।- |
| ૮. | બ્રહ્મવાદખંડન. | રૂ. ૦)- |
| ૯. | બ્રાહ્મણ શુદ્રનો સંવાદ. | રૂ. ૦)= |
| ૧૦. | શીવલીંગશંકા. | રૂ. ૦)- |
| ૧૧. | શીવ શંકાનું સમાધાન. | રૂ. ૦)= |
| ૧૨. | ધર્મચાનક. | રૂ. ૦)- |
| ૧૩. | જ્ઞાન ગોષ્ઠી. | રૂ. ૦)- |
| ૧૪. | ત્યાગતારણ. | રૂ. ૦)- |
| ૧૫. | વયવિચાર. | રૂ. ૦)- |
| ૧૬. | પ્રણવપટ (શીવાનો) | રૂ. ૦)- |
| ૧૭. | પ્રણવપટ (જાણવાનો) | રૂ. ૦)- |
| ૧૮. | પ્રણવપટ (જોવાનો) | રૂ. ૦)-॥ |
| ૧૯. | વલ્લભવિદી | રૂ. ૦।- |
| ૨૦. | વલ્લભનિતી બીજી | રૂ. ૦। |
| ૨૧. | વાણીવલ્લભ | રૂ. ૦।- |
| ૨૨. | નવરાત્રીના ગરબા | રૂ. ૦)- |
| ૨૩. | ત્યાગીના પત્રો. | રૂ. ૦)૦॥ |

મળવાનું ઠેકાણું:—

**વ્યાસજી વલ્લભરામ સુર્યરામ.**

ઠે. રાયપુર, પખાલીની પોળ—મુ. અમદાવાદ.